# સોરઠી શૌર્યકથાઓ



# સોરઠી શૌર્ય કથાઓ

[ સચિત્ર ]

લેખક:

દ્વિ જ કુ મા ર



ચિત્રકાર:

રા. ક લા બ્ધિ

અને

રા. રવિશંકર મ. રાવળ

પ્રકાશક:-ચિત્રમય સાહિત્ય કાર્યાલય,

૪૯, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઇ ૩.

કીંમત રૂ. ૧-૮-૦

મારી આ "સોરઠી શૌર્યકથાઓ"ની અંજલી તિર્થ-
સ્વરૂપ પિતૃદેવને ચરણે અર્પી કૃતાર્થ થાઉં છું.

દ્વિજકુમાર

# પ્રસ્તાવના.

---

આ પુસ્તકની વાર્તાઓના લખનાર ભાઇ એક કાઠીયાવાડી યુવાન છે, અને પોતાનું કાર્ય પ્રેમપૂર્વક ખંતથી કરી રહ્યા છે.

મને પોતાને આવા વાંચનનો ઘણો જૂજ અભ્યાસ છે એટલે એની પ્રમાણીક કસોટી મારાથી થવી દુર્લભ છે. આવા સાહિત્યમાં જેને રસ હોય, જેને એનો અભ્યાસ હોય અને જેની દ્રષ્ટિ આંકણી ને વિવેચનનું કામ કરી રહી હોય તે આવા પુસ્તકોની સારી કિંમત આંકી શકે.

ભાઇ દ્વિજકુમારના પ્રેમભર્યો આગ્રહને વશ થઇને જ આ પુસ્તક જોઈ જવાનું અને બે શબ્દો લખી આપવાનું મેં સ્વીકાર્યું છે.

આ વાર્તાઓ કોઈ લાંબી જીવન આલેખતી કથાઓ નથી. જીવનનો કોઇ કોઇ એક એક પ્રસંગ આલેખનારી નાની વાર્તાઓ છે, Short stories માં પ્રત્યેક વાર્તામાં અમુક એક દ્રષ્ટિ હોવી ઘટે. કોઇમાં સંસારના એક અંગનું ચિત્ર હોય, કોઈમાં બીજું અંગ આલેખાયું હોય, કોઇમાં ગરીબીની ભવ્યતા દેખાય ત્યારે કોઈમાં શ્રીમંતાઈની ઉદારતા વર્ણવાય ને કોઇમાં પ્રેમશૌર્યની ગાથા આલેખાય. આ કોઈ એક વિશિષ્ટ અંગને ઝમકભરી ભાષામાં આલેખવામાં આવે. વાંચનારના અંતરમાં બરાબર ચોંટી જાય એવા આદર્શ આ ન્હાનકડી કથાઓમાં હોય છે એવો જ આ વાર્તાઓમાં કોઇ એક એક પ્રસંગ છે ખરો;

પરંતુ રસની જમાવટ પુરી નથી થતી. વસ્તુનો ભાવ અંતર સોંસરો ઠીક ઉતરે છે. ભાષામાં સોરઠી પ્રયોગ ઠીક કર્યો છે પણ પુરતો ફતેહમંદ નથી.

છતાંયે લખનારનો ઉત્સાહ અવશ્ય પ્રશંસા કરવા યોગ્ય છે. તેમણે એકઠી કરેલી વસ્તુ પાછળનો પરિશ્રમ અવશ્ય તેમની યુવાનીને શોભાવે તેવો છે. એમના જેવો યુવાન લેખક હરકોઈનો ઉત્તેજનનો અધિકારી છે અને આશા છે કે ગુજરાત તેમને ઉત્તેજશે અને તેમની કદર કરશે.

મુંબઇ,<br>૨૫–૭–૨૯. } અમૃતલાલ દલપતભાઇ શેઠ.



# બે બોલ

---

સોરઠના સીંહસમ ગર્જતા બાહોશ પત્રકાર અને રાજ્યદ્વારી બાબતોમાં ગુજરાતી આલમમાં આદર પામી ચુકેલ **સૌરાષ્ટ્ર** પત્રના તંત્રી અને મુંબઈની ધારાસભાના સભ્ય **અમૃતલાલ દલપતભાઇ શેઠ** જેવાએ જ્યારે આ પુસ્તકની પ્રસ્તાવના લખી હોય ત્યારે મારે હવે આ પુસ્તક વિશે કહેવાનું જ શું હોય ?

છતાં પણ આ પુસ્તક છપાવવામાં, આવી વાર્તાઓ આલેખવામાં મારા પ્રત્યે ભલી લાગણી અને મમતા ધરાવતા મારા હિતેચ્છુઓનો જો અહીંઆ આભાર ન માનું તો હું નગુણો કહેવાઉં.

પ્રથમ તો આવી શૈલી પર વાર્તાઓ લખવાની મને સુચના કરનાર, વાર્તાઓ આલેખવામાં મને પ્રોત્સાહન આપનાર અને તેમના પત્રમાં સ્થાન આપનાર **વીસમીસદી** અઠવાડીકના તંત્રીશ્રી ગુલામહુસેનભાઇનો હું આભારી છું.

બહોળા વ્યવસાયમાં એક પળની પણ ફુરસદ ન હોવા છતાં મારા જેવા ઉગતા લેખકને પ્રોત્સાહન અને ઉત્તેજન આપવા માટે પ્રસ્તાવના લખવાની મારી વિનંતીને માન્ય રાખી બહોળા કામના પ્રમાણમાં સમયનો અભાવ હોવા છતાં તેટલો સમય મારા માટે રોકીને મને પ્રસ્તાવના લખી આપવા માટે હું **અમૃતલાલ દલપતભાઇ શેઠનો** આભારી છું.

નવચેતન માસીકના તંત્રી ચાંપશીભાઇએ આ પુસ્તકમાંની મારી એક વાર્તાને નવચેતનમાં પ્રગટ કરી મને ઉત્તેજન આપ્યું હતું તે માટે તેમનો પણ આભારી છું.

ભાઈ વઝીરે આ કથાઓમાંની એક કથાની એક વસ્તુનો મને ઝાંખો ખ્યાલ આપ્યો હતો તે માટે તેમનો પણ આભાર માનું છું.

છેવટે સોરઠી ભાષામાં આવી વાર્તાઓ લખવાનો મારો પ્રથમ પ્રયાસ હોવાથી જે ભુલચુક રહી ગઈ હોય તે હંસક્ષીર ન્યાયે વાંચકવર્ગ દરગુજર કરશે તેવી આશા છે.

મુંબઇ, વા. ૨૭-૭-૨૯ } દ્વિજકુમાર

# અનુક્રમણિકા



જોગ માયા જેવી રણચંડી ભાભીએ પલક એકમાં નાનકડા દેરને ઢુંઢી કાઢયો.

# ભાભીનું મેણું

સુરજ મા'રાજ મેર બેસવાની તૈયારી કરી રહ્યા છે. રૂંઝું કુંઝું વરવાનો વખત થઇ ગયો છે. લાડીના ચોરામાં બેઠેલો ડાયરો અલક મલકની વાતો કરતો હોકો ગગડાવી રહ્યો છે. તે વખતે એક ચારણ ત્યાં આવી પહોંચ્યો ને ડાયરામાં બેઠેલાઓને ટાઢે પેટે હોકામાંથી ધુમાડાના ગોટેગોટા કાઢતા જોઈ ચારણને ડાયરામાં બેઠેલા રજપુતો પર ગુસ્સો ચડયો. તેની આંખો લાલચોળ થઈ ગઈ કપાળે ભવા વળી ગયા. તે દરરોજની તેની કડવા બોલી જીભે બોલ્યો."

" ડાયરામાં કોઇ રજપુત બચ્ચો છે કે નહીં ? હું તો આમાં ક્યાંઇ રજપુતનું બીજ હોય તેમ દેખતો નથી. રજપુતનો દીકરો હોય ને આમ ધરમના થાનક પર કાળો કે'ર વરહે ? ખરેખર દુનીયામાં રજપુતનું નામ નીશાન રહ્યું હોયે એમ જણાતું નથી." આમ બોલી નીસાસા નાંખી ચારણ ડાયરા વચ્ચે બેઠો.

ગઢવીને આમ ફાડે ડાચે બોલતો જોઈ પે'લાં તો ડાયરો હેબતાઈ ગયો. ચારણ શું બકે છે એનું ભાન ન પડયું. તોમ રજપુત બચ્ચાનું નામ સાંભળી ડાયરામાં બેઠેલાના રૂંવેરૂંવા ઉભા થઇ ગયા. તેથી ડાયરામાં બેઠેલા આદમીઓમાંનો એક ગલઢેરો શું વાત છે તે જાણવાને બોલ્યો.

" ગઢવી ! આમ અવળું અવળું કેમ બોલો છો ? મોઢે ઉધી તો સરસતી નથી બેઠીને ? આંખો છે કે કોડા ? ડાયરામાં

બેઠા છે ઈ આ બધાય રજપુતના દીકરા છે. રજપુતાણીને ધાવ્યા છે ગોલીને નહીં હો."

"મને તો ગોલીને ધાવ્યા હોય એવા દેખાય છે. નકર રજપુતનો દીકરો જીવતાં આવો કાળો કે'ર થાય ? ધરમના થાનક ઉપર આવો જુલમ વરહે ?" ચારણ ડાયરામાં બેઠેલા આદમીઓને પાણી ચડાવવા જાણી જોઈને અવળાં અવળાં ને સાંભરતાં રૂંવાડે રૂંવાડું બળી જાય એવા વેણ બોલવા લાગ્યો.

ગઢવી–ચારણનું એક એક વેણ ડાયરામાં બેઠેલાઓના કાળજામાં બરછીના ઘા જેવું સાલતું હોવાથી ડાયરામાં બેઠેલા એક જવાનથી ન રે'વાતાં બોલ્યો "ગઢવા! જે ભસવું હોય ઇ ભસી મરને ? અમ બેઠા કોણ તારો વાંકો વાળ કરવા તૈયાર થીયો છે કે આમ ફાટે ડાચે બોલવું પડે છે ? એવો પાણી-આરો હોય તો ચીંધી દે કે એનુંય પાણી ઉતારી નાખીએ પણ આમ અવળા વેણ શું કામ બોલે છે !

"બાપ ! જરા ધિરો થા ધિરો. ઇ તો એની જાતને વર-દાન છે. દીકરા ! ચારણનો દીકરો તો આપણી ગા કે'વાય એને તુંકારો દેતાં રજપુતના દીકરાની જીભ કેમ ખેંચાઈ જતી નથી. ગમે તેમ તોયે ચારણનો દીકરો. એક બામણનો દીકરો ને બીજો ચારણનો દીકરો બેય રજપુતના દીકરાને બરાબર એની ગાળો ખાવીય કરમમાં કયાંથી ? એની ગાળોય રજપુતના દીકરાનો દિ, ઉજાળે. એને આપણાથી હલકા વેણ કેમ કે'વાય ? ને જ્યારે રણે ચડયો રજપુત પણ દુશ્મનની ભેથી બી'ને બલોયા પે'રી બાયડીની જેમ ઘરમાં ભરાઇ જાય તેવો થઇ જાય છે ત્યારે પણ આ ચારણનો બેટોજ બીરદાવલી ગાઇને નામરદને પાણી ચડાવી દે છે. ને આમાં પણ કંઇક આવું જ હશે

તો ?" આમ બોલી ગઢવી તરફ જોઈને "ગઢવી! છોકરાના –કાચી બુદ્ધિના જવાનના બોલવા સામું જોઇને મનમાં દઃખ ન લગાડશો. બોલો ગઢવી! જે કે'વું હોય ઇ કહી નાખો જોઇ ?"

"તો શું તમે બધાય અત્યાર સુધી અંધારામાં જ છો ? તમને કાંઇ વાવડ જ નથી મળ્યા ?"

"વાવડ ! શેના વાવડ ગઢવી ?" આખો ડાયરો બોલી ઉઠયો.

"ઓલા ગજનીવાળા તરકડા આપણા દેવ ધામ જેવા સોમનાથ મા'દેવનું દેરૂં લુંટવાને તોડવા હાલ્યા આવે છે ઇ ? બીજા શેના વાવડ હતા ? ખરો રજપુતનો દિકરો હોય ઇ વળી સોમનાથ મા'દેવનું દે'રૂં તોડવા લાંબી દાઢીવાળા તરકડા હાલ્યા આવે છે ઇ વાવડ મળતાં અહીં ઉભોયે રે'કે ? રજપુતનો દીકરો મોતથી ડરે ? ઇતો ખડીયામાં ખાપણ લઈને ફરતો હોય. આખા મલકમાં હું કોઇ રાણી જાયો મરદજ દેખતો નથી " આમ કહી ગઢવીએ પાછું તાતું તીર ફેંકયું.

"પણ ગઢવી અમે કંઈ પરમેસર છી કે ખબર પડી જાય ? વાવડ મળ્યા વગર શું કરીએ ? તમે ખબર આપ્યા પછી જો નામરદની જેમ ઘરના ખુણે બેસી રઇયે તો અમારી જનેતાને ઝાંખપ લાગે ખરી, પણ જરા જ્યાં વાતનો સંચરેય ન હોય ત્યાં અમારો શું ઇલાજ ?" "ડાયરામાં બેઠેલા ઠાકોર બોલ્યા.

"પણ હવે તો ખબર પડી કે નહીં ?" ગઢવી એ ઠાકોરને પુછ્યું.

"તો અમે ક્યાં હવે બલોયા પે'રીને બેઠા છી કે પાછી પાની કરશું ?" આમ કહી ગામના માણુસોને રાતના ચોરામાં ભેગા કરવાનો ને ગામમાં સોમનાથ મા'દેવપર ગજનીવાળાના

ચડી આવ્યાની ખબર આપવાનો ઢંઢેરો પીટાવવાનો હુકમ આપી ને મહેલ તરફ ચાલ્યા ગયા.

૨

પળવારમાં ધણુંગ, ધણુંગ કરતો ઢોલ વાગવા લાગ્યો. ઢંઢેરો પીટનાર "ગજનીવાળા તરકડા સોમનાથ મા'દેવનું દે'રૂં તોડવા હાલ્યો આવે છે તો સૌએ ચોરામાં રાતના ભેગા થવું" આમ બોલતો બોલતો હાલ્યો જતો હતો. વા વેગે આ સમાચાર ગામ આખામાં પથરાઈ ગયા. ગજનીવાળા સોમનાથ મા'દેવ પર ચડી આવે છે ઈ સમાચાર સાંભળતાં જ ગામના જવાનોના દીલ વીંધાઈ જવા લાગ્યા. રજપુતનો બચ્ચો જીવતો હોય ને ધરમના થાનકપર કોઈ હાથ ઉગામે ઈ વિચાર જવાનોના કાળજાં કાપી નાખવા લાગ્યો.

પલવારમાં ચોરો હેગડા ઠઠ ભરાઈ ગયો. ઠાકોર પણ આવી પહોંચ્યા. ચોરામાં ગામના જવાનનો દરીયો ઉછરેલો જોઈ ઠાકોરના હૈયે ટાઢક થઈ, તેમનું મોં મરકવા લાગ્યું આથી ચોરામાં બેઠેલા જવાનોને તેમણે કહ્યું "જવાનો! ધરમ બુડી જાય. ધરમના થાનક તુટી જાય તે તમને વધારે ગમે કે તમારી બાયડીઓની મીઠી સોડ? ધરમના થાનકને બચાવવા વર લાડડે, થઈ ખાંડાના ખેલ રમવા ગમે કે તમારી ધરવાળીની મીઠી ગોદમાં રમવાનું ગમે?" આમ કહી જવાનોને મુંગેમોઢે નીચી મુંડીએ બેઠેલા જોઈ ઠાકોર બોલ્યા "જવાનો! કેમ બોલતાં નથી? તમારા દીલનો મનસુબો કહી નાખો? ધરમના થાનક માટે તમારા હૈયામાં મરીફીટવાની ધગશ છે કે નહીં?"

"ઠાકોર! એવો કીયો અભાગીઓ હશે જે બાયડીની સોડને વાલી ગણશે? ઠાકોર! જે હોય તે ખુલ્લે ખુલ્લું જણાવી

દો. અમે રજપુતના બચ્ચા છી. રજપુતનો દીકરો મોતથી ડરતો નથી. ઈ તો ખડીયામાં ખાપણુ લઇને ફરે છે ?" ચોરામાં બેઠેલા જવાન માંનો એક બોલ્યો.

"સોમનાથ મા'દેવના દે'રાપર ગજનીવાળા તરકડા ચડી આવ્યા છે. દેશ દેશના જવાનો આ ધરમના થાનકને બચાવવા ટોળે ને ટોળે હાલ્યા જાય છે બોલો તમારો શું વિચાર છે ? તરકડા સામે ભમર ભાલે ખેલવું છે કે બાયડીઓની મીઠી ગોદમાં મા'લવું છે ?"

"અમે સોમનાથ મા'દેવનું ધામ બચાવવા જતાં અમારા લીલુડા માથા વાઢી આપવામાં જરાય પાછી પાની કરવાના નથી. ગા'બામણુનો રક્ષણુહાર એવું બીરદ ધરાવતો કીયો રજપુત બચ્ચો આમાં પાછી પાની કરશે ?"

"તરકડા સામે જો ખાંડાના ખેલ ખેલવાની જ તમારા હૈયે હોંશ હોય તો કાલ બપોરમાં તૈયાર થઇ જજો. કાલે સોમનાથ તરફ રવાના થવાનું છે."

"જે સોમનાથ મા'દેવની જે" આમ બોલી ખાંડાના ખેલ ખેલવાના વિચારો આવતાં ગેલમાં આવી જઇને જવાનો જેનો ધરમના થાનક પાછળ મરીફીટવાનો જુ'વાર મા'તો નથી તેઓ પોતપોતાના ઘર તરફ ચાલ્યાં ગયા.

૩

બપોરનો પો'ર છે. સુરજ મા'રાજ ભાલા વરસાવે જાય છે. તે સમયે રંગમે'લની અટારીએ બેઠા બેઠા દે'ર ભોજાઇ ચોપાટના પાશા ફેંકી રહ્યા છે. ચડહુલો દે'ર ચડહે ચડીને ભોજાઇને ખીજવવા વીણી વીણીને જ્યાં દેખે ત્યાંથી ભોજાઈની કુંકરી એક પછી એક ઉપાડતો જાય છે.

રમતને રંગે ચડાવનારી પાકી કુંકરીઓને ટપોટપ મરતી

જોઈ ભોજાઈનું મોં ઉતરી ગયું એના મોઢે મસ ઢળી તોય. લાડ કરતા દે'રની કુંકરીઓને ટપોટપ ઉડાડી દેવાની હોંસમાં ભોજાઇ તનતોડ દાણા નાખી રહી છે પણ લાડકડા દે'રની કુંકરીઓનું રૂંવાડુયે ફરકતું નથી. ગુંદરની જેમ ચોટી ગયેલી કુંકરી કેમેય કરી ઉખડતી નથી.

રમતભર રંગમાં ચડી છે. ધડાધડ બોલાવી ભોજાઈની કુંકરીઓનો કુચો કાઢતો ભોજાઇને બાળતો ટીખળી દે'ર ગેલમાં આવીને ભોજાઇને ખીજવવા બોલ્યો " ભાભી ! આમ વગદા શું કરો છો ? મને નતોડીયું ગજ આપવાની હૈયે હોંશ હતી ને આમ મોઢા પર નુરનો છાંટોય કેમ નથી ?

" નાનકડા દે'રનું મશ્કરીમાં બોલાતું એક એક વેણ ભોજાઈના કાળજામાં તાતા તીર જેવું આર પાર નીકળી ગયું. દુનીયાને રહાતાળ કરી મુકવાનો મનસુબો કરી જેમ જોગમાયા કોપે તેવો ક્રોધ કરી લાલધુમ આંખે હોઠપર દાંત પીસીને ભોજોઈએ પાશા ફેંકયા.

પોતાના પોબાર પડેલા જોઇ ભોજાઈના કાળજામાં ટાઢો હીમ જેવો શેરડો પડયા. મોં પરની શીકારાપર લાલી છવાઇ ગઇ. દાણા ગણીને લાકડા દે'રની કુંકરી મારવા ભોજાઇએ હાથ ઉંચો કર્યો ત્યાં ધડાંગ ધડાંગ ઢોલ વાગવા લાગ્યો. રમત ત્યાં જ થંભી ગઇ. નગારાના અવાજને ઘોડાની હણહણાટી સાંભળતાંજ લાડકડો દે'ર બોલ્યો " ભાભી ! આ બધો દેકારો શો ? આ ઘોડાનો હણહણાટ ને તલવારના ખડખડાટ શાના ? "

" કેમ હજી કંઈ નાના ગીગલા છો તે પુછો છો ? આ સીંધુડો રજપુત બચ્ચો જ્યાં હોય ત્યાંથી તેની રગેરગમાં શુરાતન લાવી મુકનારો પણ પારખી શકતા નથી ? આટલુંય જાણતા

નથી ? કાલ સવારે નાનકડી વઉ આવશે. વળી રજપુતના દીકરા છો. મોઢે મુંછનો દોરોય ફુટી નીકળ્યો છે. તોય શું બલોયા પે'રી ઘરમાં જ બેસી રહેશો ? આવો નામરદને પણ પળમાં પાણી ચડાવી દે એવો સીધુડોય પારખી શકતા નથી ? ફટ-રેફટ રજપુતના દીકરા" મેણું મારી પોરહ ચડાવવા ભોજાઈ બોલી.

"પણ ભાભી ! આમ મેણાં કાં મારો ? કાંઈ વાંક ગનો કે નકામી લુલીજ વધી ગઇ છે ? ને હું આ હણુહણાટ ને ખણુખણાટનું કારણ જાણતો હોત તો પછી તમને પુછત શું કામ જખ મારવા ?" ભોજાઇનું એક એક વેણ બરછી જેવું કાળજામાં લાગતાં દેર બોલ્યો.

"જોયા, જોયા, ઇતો અત્યારના રજપુતને બધાય તમારા જેવાજ હશે ને !" આમ બોલતાં ભોજાઇ ખડખડાટ હસી પડી.

"ભાભી ! પણ કોઈ દિ નહીં ને આમ ઉપરાઉપરી કડવા વેણ કેમ બોલો ? વાંક ગનો થીયો હોય તો કહી નાખોને ?" રજપુતનો દીકરો બળતા હૈયે બોલ્યો. ભાભીના એક એક બોલે તેના હૈયામાં આગ સળગાવી મુકી હતી તોય ભાભીને ચુપ જોઈ બોલ્યો "કેમ, ચોપટાનું વેર વાળવું છે ? ભાભી ! તમારા આજના હસવામાં પણ કંઇક ભેદ હોય એમ મને જણાય છે તો ભાભી ! બે હાથ જોડીને તમને કહું છું કે આમ મેણા મારીને કાળજું ન બાળો. જે કે'વું હોય ઇ ચોખે ચોખું કહી દોને ?" લાલચોળ અંગારા વરસે એવી આંખો કરતો દે'ર બોલ્યો.

દે'રની અંગારા ઝરતી લાલચોળ આંખને બોલવાના ચાળા જોઇ રજપુતની બેટી રજપુતનો દીકરો રંગમાં આવ્યો છે એમ સમજી ગઇ, જેટલું પાણી ચડાવવા જેટલું ઈ ચડી ગયું છે.

હવે કોઈ જાતનો ભો નથી એમ રજપુતના દીકરાની—લાડકા દે'રની આંખો પરથી પારખી ગઇ તેથી તે બોલી "આ કેસર બીના અસ્વાર ક્યાં જાય છે ઇ ખબર છે ?"

"ખબર હોત તો પછી તમને પુછત જ શું કામ ?"

"તમારૂં જે સીંધુડો રાગ સાંભળી રૂંવાડુંય ખાંડુ ન થયું ઇ સીંધુડો સાંભળી આ અસ્વારો હાલી નીકળ્યા છે. રજપુતનો દીકરો તો પાતાળમાં હોય તાંથીએ સીંધુડો સાંભળતાંજ દોડયો આવે. સમજયા ને ?"

"ઇ બધુંયે સમજ્યો પણ ઇ બધા જાય છે કયાં ? ને આ સીંધુડો વગાડવાનું યે કારણ હશે ને ?"

"તમે તો પાછા ગીગલા જ રહ્યા ને ? રજપુતના દીકરા છો, તોય આટલું જાણુતા નથી ? ગજનીવાળા તરકડા સોમનાથ મા'દેવનું દે'રૂં તોડવા હાલ્યા આવે છે ત્યાં જાય છે બીજે ક્યાં જવાના હતા ? તમને શું ત્યાં જવાની હૈયામાં હોંશ થાય છે ?" ભોજાઇએ મરમમાં પાછું તીર છોડયું.

"ભાભીનું મેણું" સમજી જતાં રજપુતનો દીકરો બોલ્યો "ભાભી ! નાનો છું તોયે શું ? હું યે રજપુતાણીને ધાવ્યો છું ગોલીને તો નહીં જ. લ્યો આશરવાદ આપો કાં તો સોમનાથનું દે'રૂં બચાવીને પાછો ફરૂં છું નકર ત્યાં જ ખાંભી ખોડું છું, પણ મારી જનેતાનું દુધ નહીં લજવું એટલી હૈયે હીંમત રાખજો" કપાળમાં કરચલી વળી જતાં ભવા ચડાવીને ભાભીના પગમાં માથું મુકતાં નાનકડો દે'ર બોલ્યો.

રંગબીના દેરને વધુ પાણી ચડાવવા રજપુતાણી ઉપરા ઉપરી કડવા વેણ બોલવા લાગી. "હવે નકામા ધમપછાડા મારી નકામું થુંક શાને વલોવો છો ? એવી જો ધગશ હોય તો કયારનાય ખાંડાના ખેલે રમવા હાલી નીકળ્યા હોત. એ કંઇ

તમારાથી નથી થવાનું. જેને જનેતાનું દુધ ઉજાળવાના કોડ હોય ઈ આમ નકામા વગદા કરવા ન બેસે ઇ તો ભમર ભાલો લઇને કયારનોય હાલી નીકળ્યો હોય."

ભોજાઈના આ અંગારા ઝરતા વેણુ સાંભળતાં જ રજપુતના રૂંવે રૂંવાં ઉભા થઇ ગયા ઈ કાંઇ બોલવા જતો હતો ત્યાં ભોજાઇ બોલી "કાં! કેમ પુતળાની જેમ થીજી ગયા? જીવતરનો મોહ લાગ્યોને? દીયરજી! લો પે'રો આ મારી ચુડલીયું ઈ કામ તમારૂં નહીં. ખરો રજપુતનો દીકરો તે વળી આમ લોચ્યા વાળતો હશે?"

ભોજાઈના આ છેલ્લા વેણે તો જવાનના કાળજાને વીંધી નાંખ્યું રૂંવે રૂંવે આગ સળગાવી દીધી "ભાભી! આમ અવળા વેણ કાં બોલો? મોતથી રજપુતનો દીકરો ડરે કે? ખડીયામાં જ ખાપણુ લઇને ફરૂં છું. હવે તમેય ભાયડાના ઝપાટા જોઇ લેજો." આમ બોલી વીજળીના ઝબકારાની જેમ જવાન ત્યાંથી ચાલ્યો ગયો.

હેમની કડીઓ ભીડેલ બખ્તરમાં સજ થઇ ઝળળળ! ઝળળળ! શોભતો જવાન પલવારમાં ભોજાઈ પાંસે આવી પગમાં પડતાં બોલ્યો " ભાભી! બાજરાના ડુંડાની જેમ ગજનીવાળાના તુંબડા વાઢી નાંખું એવી મને આશિષ આપો."

બખતરમાં ઝળક ઝળક શોભતા લાડકડા દે'રને જોઇ રંગભીની ભાભીનું હૈયું ગજગજ ઉછળવા લાગ્યું મોં પર સંતોષની છાયા પથરાણી હૈયે હરખ માતો નો'તો તે તેના જીવતરને આજે ધન ધન સમજતી હતી આજે એક રજપુત જવાનને તેણે તેની ફરજ–કર્તવ્યનું ભાન કરાવ્યું હતું.

દે'રના વેણુ સાંભળતાં જ ભાભી બોલી "મલકનો વર

લાડડો બની સુરજ મા'રાજની આશિષે તરકડાને ખડ વાઢે એમ વાઢી ભગવાન તમને વેલા વેલા પાછા મોકલે તમને પોંખવા હું હેતે આવીશ." રંગભીની ભોજાઇએ જવાનને માનશુકન આપ્યા.

ભાભીની આશિષ લઇ. તાજણ ઘોડી પર ચડી ઘોમ ઘોમ ઉનાળાના તડકામાં જવાન સોમનાથને મારગે પડયો.

૪

દે'રની સાથે ધરાઇ ધરાઈ ને ચોપાટ રમનારી ભોજાઇના હૈડે હવે દે'રના ખાંડાના ખેલ જોવાની હોંશ જાગી તેથી બીજે દિવસે મરદનો પોશાક પે'રી રણચંડી જેવી ભોજાઈ ખાંડાના ખેલ રમતા નાના દે'રને જોવા સોમનાથ તરફ રવાના થઇ ગઈ.

ઘોડાના હણહણાટને તલવારના ખણખણાટ સાંભળતાં જ બાયલા–નામરદને પણ પાણી ચડી જાય એવી ધમાચકડી મચી રહી હતી, ત્યાં આવી પહોંચી રણ ચંડી જેવી–દુશ્મનના કાળ જેવી લાગતી ભોજાઇએ નાનકડા દે'રને ઢુંઢવા નજર ફેંકી પળ એકમાં પાડાની કાંધ જેવા ને લાંબી દાઢીવાળા તરકડાના તુંબડાને ઠોકરે ચડાવતા ને વર લાડડો ઘુમતો હોય એમ ઘુ-મતા નાના દે'રને ઢુંઢી કાઢયો આમ બાજરાના ડુંડાની જેમ દે'રને તરકડાના માથા વાઢતો જોઇ ભાભીનું હૈયું ભરાઈ આવ્યું તેવામાં કોઇને પાછળથી નાના દે'ર પર ઘા કરતો જોઇ તે ઘોડો દોડાવીને ત્યાં પો'ચી ગઇ ને એક જ ઝાટકે તેને ધુળ ફાકતો કરી બોલી "અરે! જવાન! આટલી નાની ઉમરે રણમાં ઉતરવું ઇ તારૂં કામ નથી. જવાન! જા ભલો થઇ ને તારા ઘરે હાલ્યો જા તારી જોબન ભરી નાર તારા વિયોગે શ્રાવણ, ભાદરવો વરસાવી રહી હશે. જવાન તને જીંદગીનો શું મોહ નથી?"

"કેમ ભાઈ! તું કોણ છે? કોઇ બામણ વાણીયો લાગે છે. રજપુતનું બીજ હોય ઇ આવા વેણ ન બોલે."

"જવાન! આમ અવળું કાં બોલે? રજપુત નથી તો શું હજામ છું?"

"અરે ભાઇ! હજામથી યે નપાવટ હજામ પણ લાગ આવે બે ચારને અસ્તરાથી હુલ્લાવી દે ને રજપુતના દીકરાને વળી ફરજ આગળ જ્યાં ખાંડાના ખેલ ખેલાતા હોય ત્યાં સુંદરીની સોબત સાંભળતી હશે કે?

"જવાન! હું ઠીક કહું છું હજી મોઢે મુંછનો દોરોય ફુટયો નથી શીદને મોતને માગે છે? શું તને સંસાર આકરો લાગ્યો છે?"

"ફરજ આગળ બધુંયે પાણી ભરે પાણી, હું રજપુત છું ગા, બ્રાહ્મણ ને ધરમના થાનકની રક્ષા કરવી ઇ મારી પે'લી ફરજ છે." આમ દે'ર ભોજાઇ વાતો કરતા હતા ત્યાં કોલાહલ જામ્યો તલવારની રમઝટ બોલવા લાગી.

બન્ને દે'ર ભોજાઈ નાગની ફેણ જેવી તલવાર ફેરવતા દુશ્મનના તુંબડા ઉડાડતા ઘુમવા લાગ્યા તેવામાં પાછળથી એકાએક બેયના પર તલવારનો ફટકો પડતાં જ બેય દે'ર ભોજાઇ ભફ કરતાં ભોંય ભેગા થઈ ગયા.

બેય દે'ર ભોજાઇ ભોં પર પડતાં જ મરી ન ગયા બેયનો શ્વાસ ધીમે ધીમે ચાલતો હતો. થોડા વખત પછી દે'રને રણ ભૂમિનો વર લાડડો બનાવવાના કોડવાળી ભોજાઇએ આંખ ઉઘાડી તો નાના દે'રને પડયો પડયો એના તરફ મીટ માંડી જોતો જોતો "કાં તો સોમનાથને બચાવીને પાછો વળીશ નકર ત્યાં જ ખાંભી ખોડીશ." આ જવાનના વેણ એણે ખરા કરી બતાવ્યા હતા ઇ યાદ આવતાં જ ભોજાઇની આંખમાંથી

આંસુ નીકળી ગયા, આંસુ લુછ નાખી ભોજાઇ બોલી "કાં દીયરજી ઓળખાણુ પડે છે?"

મીઠો ટહુકાર કરતો અવાજ ઓળખીતો જણાતાં ઘણી જ મે'નતે તે જવાન બોલ્યો "કોણ! મને મારા ધરમની–મારી ફરજની દીક્ષા મેણું મારીને પણ આપનારી ભાભી?" આમ કહી જવાને તેના પગ ઝાલી લીધા.

બેય દે'ર ભોજાઇ વધુ બોલવા જતાં હતા તેવામાં બેયનો પ્રાણ ઉડી ગયો.

કયાં છે આજે મેણા મારીને પણ કર્તવ્યની દીક્ષા આપનારી ભોજાઇઓ ને કયાં છે મેણાં સાંભળી કર્તવ્યની દીક્ષા લેનારા દે'રો? પરમાત્મા આવા દીયરો ને ભોજાઇના જોડલા ભારતના ખુણેખુણે ઉતારી કર્તવ્ય પંથની દીક્ષા આપી ભારતના ગગન મંડળમાં ઉષાની લાલીમાં પ્રગટાવે તે જ અભિલાષ.

# વેલો રાવળ.

વેલા રાવળના જીવને આજે જંપ નથી વળતો. અધ-રાતના સવામણની સેજ તળાઇમાં સુતો હતો ત્યારે સપનું લાધતાં તેને સેજમાંયે સુખ નથી લાગતું. રાતના સપનું લાધતાંજ એકાએક તેની નીંદર ઉડી ગઈ છે; સપનામાં તેણે કોઇ કાળા શામવરણા વિકાળ માણસને તેને ભરખી જતો જોયો; ત્યારથી જ તેની નીંદર ઉડી જવાથી આભમાં ઝળુકતા ચાંદરડાની સામે મીટ માંડીને બેઠા બેઠા વિચારમાં જ તેણે રાત ગાળી. બેઠા બેઠાએ તેનું કાળજું ફફડી રહ્યું છે. ડાબું અંગ ફરકે છે બધાય અપશુકન થવા લાગ્યા. તેના પરણવાના કોડ, લાડકી લાવવાનો મોહ, સાસરીયામાં માણવાનો લોભ બધુંય આજે ચિંતામાં ખાઇ ગયું હતું.

શરીર પર ખાંતીલી ભાભીઓએ હેતથી ચોળેલી પીઠી તેને વેરણ જેવી લાગતી હતી. તેના અંતરનો આનંદ કયાંઇ સંતાઇ ગયો હતો. વેલા રાવળનું આમ પરભાતના પો'રમાં જ ઉતરી ગયેલું મોં જોઇ તેના પિતા સુંદર રાવળે પુછ્યું, "વેલા! બેટા! આજ આવા રૂડા વિવાના દિ'માં મોઢે મશ કેમ ઢળી છે બાપ?"

"મારા મનને કયાંઈ ગમતું નથી. બધુંય મને ખાવા ધાય છે. કેમ જાણે મારો કાળ ન આવ્યો હોય તેવા ભણકારા વાગે છે." આમ કહી વેલા રાવળે અઇ રાતની સપનાની વાત જણાવી દીધી.

"બેટા! કાળ આવે તારા દુશ્મનનો! આવું ગાંડું ગાંડું શું બોલતો હશે? કાલ સવારે તો જાન જોડી જવું છે. સરણેસર દાદા તારી અલાબલા ટાળે" પરભાતીયા ગાતી ગાતી ઉપરની વાત સાંભળતાં વેલા રાવળની મા તેને આશિષ આપતાં બોલી:

ચૈત્ર વૈશાખના વાવલીયા વાય છે. ધોમ ધોમ તડકા પડે છે. છતાં પણ ઘરની વહુવારૂઓ લગનની હોંશમાં ને હોંશમાં કામકાજ કરે છે. તેવામાં વેલા રાવળનો મોટો ભાઇ લાલચોળ ડોળે લમણે હાથ મુકતો મુકતો ઘરે આવ્યો ને ફળીયામાં પડેલા ખાટલા પર ભફ દઇને બેઠો.

સુંદર રાવળે સાવજ જેવા દીકરાને ખાટલા પર લમણે હાથ મુકી બેઠેલો જોઇ પુછ્યું. "મોટા! મોઢું કેમ લેવાઇ ગયું છે? આજે ભગવાન શું કરવા બેઠો છે તે કંઇ સમજાતું નથી."

"ઇ વાત જ ન પુછો, મેં તમારૂં આજે નામ બોળ્યું છે કુળ લજાવ્યું છે. તમારી પેઢીમાં અંગારો પાકયો છું નહીંતર કઇ તે વળી સુંદર રાવળના દીકરાને આમ બોલી જાય કે? આવું બોલે ઇ પહેલાં કાં તો તેના શરીરનાં કટકા થઇ જાય કાં તો મારા થઇ જાય પણ મરવાની બીકે હું કુળમાં અંગારો પાકયો છું."

"પણ દીકરા! આટલું બધું અવળું બોલવાનું તે કંઇ કારણ? એવો કયો પાણીઆરીનો હતો કે મારા સાવજને ભરખી લીધો. દીકરા! હજી અમે કયાં મરી ગયાં છીએ. ભલો થઇને શું થયું છે તે તો કે' કે એનો તોડ કઢાય?"

"આબરૂ જાવા બેઠી છે. તમારૂં મારૂં અને સાત પેઢીનું નાક કપાવા બેઠું છે. આનાથી ભુંડું બીજું શું થવાનું હતું?"

"ઇ બધુંયે ઠીક પણ આમ મોઘમમાં અમને શું ખબર પડે. એવો કોણ છે ઇ પાણીઆરીનો કે નાક કાપી જશે?"

"તમારો સગો, તમારા અંતરનો, તમારા હેતનો કટકો, તમારો વાલેસરી વેલાનો સસરો. એણે કોંઢથી માણસ મોકલી કહેવરાવ્યું છે કે તમે જેનો પક્ષ લીધો છે તેનો તમે સાચા હો તોય છોડી દેજો. અને તેમાંજ મજા છે. તેમ કરવાથી જ દુધ સાકર પીવા જેવું રહેશે, નહીંતર ગજબ થઇ જશે ને વાલામાં વિયોગ પડશે. માટે ભલા માણુસ થઇને એનો પક્ષ મુકી દેજો. અને તે વાતના આ આવેલા માણુસની સાથે વાવડ મોકલજો નહીંતર પછી જોવા જેવી થશે."

"તેં આનો જવાબ શું વાળ્યો ?"

"એમ તે કંઇ હું કાંઇ મારી માની કુખને લાજવા દઉં ? મેં એને ચોકખે ચોકખું કહી દીધું કે સાચાની તરફદારી કરતાં ભલેને જમીનને આભ ભેગા થાય તોય અમે મુકવાના નથી. જોશીજી ! તેનાથી થાય તેમ કરી લે. જરા પણ ઓછા ન ઉતરે."

"દીકરા ! તેં ઠીક કીધું, એમાં શું ? સાચને શું આંચ છે ?"

"પણ સાચું કે'તાં આકરૂં લાગ્યું છે. આમ કહ્યું ત્યારે આ ખબર લાવનારે કહ્યું કે "જો તમારો આવો વિચાર હોય તો પાણીઆરા થઇ કાલે જાન લઈને આવજો. નહિ આવો તો જાણુશું કે રાવલજીનું કુટુંબ બે મુંદનું છે."

"આ વાત સાંભળી ત્યારથી જ મારા કાળજામાં કાંટા વાગ્યા છે હવે આપણે આપણી લાજ કેમ સાચવવી તે જ વિચાર કરવામાં પડયો છું. તેનું કુટુંબ તો હાંડા જેવડું છે. હવે તો ઝેર પીવાનો સમો આવ્યો છે."

વેલો રાવળ, અત્યાર સુધી ગુપચૂપ સાંભળતો હતો, તે વધુ વાર સહન નહીં થવાથી લાલચોળ ડોળા કરતો બોલ્યો, " મોટા ભાઇ ! તમારે જરા પણ ગભરાવાનું નથી. ને તમારે કોઇએ મે'નત પણ લેવાની નથી. કન્યા મારી જાય છે તો હું જ તેને પુરો પડીશ. એમ આબરૂ કેમ લેવાય છે ઈ પાણીઆરા જોશીને હું બતાવી દઇશ. "

તરતજ પીઠી ભર્યો વરલાડડાએ તેજણ ઘોડી પલાણી ને તેજણને રાંગમાં લીધી. કેડે તલવાર ને ખોભલે ભાલો ભળાવ્યો અને સરણેસર મા'દેવનું નામ લઈને તેજણને મરડી ત્યાં તો ઘોડી ખેંચાણી સામેથી છાણાંના પોટલાવાળી આવતી જણાઈ.

" વેલા ! બેટા ! આજનો દિ' રોકાઇ જા. અપશુકન થાય છે." સ્નેહાળ મા બોલી.

" શુકન અપશુકન તો બાઈડીયુંને સોંપ્યા. આપણે તો સરણેસરનું નામ તેજ સાચું શુકન. જો આજનો દિ' રોકાઇ જાઉં તો મારા નામની બલોયા પાનેતર પહેરનારી કાલે સવારે બીજાની થઈ જાય તો કુળને કલંક લાગે."

હઠીલો વરલાડડો માન્યો નહીં. જાન સાથે લગ્નની મોજ માણવા જનારો લાડડો એકલો જ મોજ માણવા ઉપડયો. તેજણને મરડી. પુંછડાનો ઝુંડો ઉડાડતી ઘોડી વેગે ચડીને ઢવાણુ મુકી કોંઢના પાદર આવી પહોચતાંજ વેલાએ કંઇ અવનવો રંગ જોયો. પોતાને પરણનારી, પોતાનો ચુડલો પેરનારીને બીજાની બનાવી દેવાની તૈયારીઓ થતી જોઇ. આ જોતાંજ માટીનું હેયું કબજે ન રહ્યું. અને જોશીના ઘરે આવી પડકારો કર્યો, " પાણીઆરા હો તો આવી જાવ, મારી થઈ ચુકેલી

તમારી કન્યા લેવાને આ વરલાડડો આવ્યો છે. જલદી પોખણું કરીને કન્યા વળાવી દો."

આ સાંભળતાં જ "તમારૂં સામૈયું કરવાને તૈયાર જ બેઠા છી." આમ કહી ત્રણ ચાર જવાન નાગી તલવારે ઘરમાંથી દોડી આવ્યા ને વેલા રાવળને ઘેરી લીધો.

લગનનો રંગ બદલાઈ ગયો. બધાયે સામ સામી–તલવારો વિંઝવવા માંડી : ત્રણ ચાર જુવાનો વચ્ચે વેલો રાવળ ઘેટાના ટોળામાં સાવજ ખેલે તેમ ખેલતો હતો. વરલાડડો વેલો રાવળ ભાલે રમે છે કે ફુલ દડે, તેનું ભાન ન રહ્યું. ડાંડીઆ રાસ લે છે કે તલવારના ઘા કરે છે તેનો ભેદ ન રહ્યો. વેલા રાવળની તલવારના ઘા ઝીલતી–જોશીઓની તલવારના ટુકડા થઈ હાથમાંથી ઉડી પડવા લાગ્યા. એક પછી એક કેળ કાપે તેમ જોશીના માથા કાપતો ગયો.

જોશીના લોહીએ કંકુવર્ણો–કેસરીઆ છાંટડે રંગાયેલ વેલો પરણેતરનો લ્હાવો લેવા નવા શણગારો સજી કપાળમાં પીર કરી ધોળુ પાનેતર ને ચુડલો પહેરી રંગુ વહુ બેઠી હતી, ત્યાં જઇ પહોંચ્યો. બન્નેની આંખો મળી; વેલા રાવળને મનથીજ વરી ચુકેલી કન્યાના હૃદયમાં વેલાને જોઈ આનંદ થયો.

વખત કટોકટીનો હતો. એક પળ પણ ગુમાવા–જેવી નહતી. તેથી રંગુ વહુનું બાવડું ઝાલીને ઉપાડી બહાર આવી ઘોડા પર નાખીને વેલા રાવળે તેજણને છોડી હળવદનો મારગ પકડયો.

આજે જનેતાની કુખ ઉજાળી, કુળની ઇકોતેર પેઢી તારી–જતી આબરૂ બચાવી, પોતાની કન્યાને લઇને વરલાડડો વેલો ચાલ્યો આવતો હતો. કુળની આબરૂ જાળવવાની હોંશમાં તેને

તેના પર પડેલ ઘાનું ભાન નહતું. શરીર પર પડેલા ઘામાંથી લોહી નીતરતું જતું હતું. વેલો રાવળ આજે ખરેખર કુસુંબી છાંટણે છંટાઈ ગયો હતો.

પોતાની કન્યાને લઇ, કુળની આબરૂ જાળવી; હળવદના પાદરમાં આવી પહોંચતાં તેના શરીર પર પડેલા ઘાને તેમાંથી વહી ગયેલ લોહીથી કમજોર થઇ જતાં તેજણ પરથી વેલો ભફ દઇને પડી ગયો.

વેલાની છેલ્લી ઘડીઓ ગણાય છે. જીવતરનો છેલ્લો તીખારો ઓલવાય છે. તે ટાણે વેલાની આંખો કયાં–જોડાઈ છે ? રંગુ વહુના ચુડલા તરફ, રંગુ વહુનું તેની પાછળ શું થશે તે વિચાર તેના કાળજાને કોરી ખાતો હતો.

આ જોઇ લગનના લાવા લેવાના કોડ ધરાવતી બાળા, જેણે કાંઈ સંસારના રંગો જોયા પણ નથી; તેણે કહેવરાવ્યું " જીવ ન કોચવશો, સુખેથી તમારો જીવ ગતે ઘાલો, હું તમને સરગમાં મળવા તમારી પાછળજ આવું છું એક પળનું પણ છેટું પડવા નહીં દઉ. "

આ વેણ સાંભળતાંજ પીઠીભર્યો મીંઢળ બંધાવર લાડડો ઠંડે કાળજે સદાને માટે પોઢી ગયો.

વીર વેલાના ખોળીઆમાંથી જીવ જતાંજ રંગુ–વહુને સત ચડયું, તેથી તેણે ચીતા ખડકવાનું જણાવ્યું. ચીતા ખડકાઈ રહેતાં વેલાનું શબ ખોળામાં લઇને ચિતામાં બેઠી. બંને પીઠીભર્યાં વરકન્યા લગનના લાવા લેવા કુડકપટ ભરી ધરતીને છોડી સ્વર્ગાપરમાં સુખ ભોગવવા ચાલ્યા ગયા.

# પ્રજા પ્રતિપાળ

ચૈત્ર વૈશાખની લુ લાગે તેવા તડકા પડે છે. સુરજ મારાજ પૃથ્વીનો કેમ જાણે પ્રલય કરવાનો મનસુબો ન કરી રહ્યા હોય તેમ લાલચોળ અંગારા વરસતા તપ્યે જાય છે. બાર વાગ્યાનો સમય છે. ધોમ ધોમ તડકા પડી રહ્યા છે. ધરતી સુરજ મા'રાજના આ આકરા તાપથી લાલચોળ થઈ ગઇ છે, ઉઘાડે પગે ચાલવાની કોઈ હીંમત કરી શકતું નથી. માળામાં બેઠેલા પંખીઓનાં બચ્ચા પણ તાપથી સસડી જાય છે.

આ સમયે ગામની પાસે વહેતી જળબંબાકાર નદીના તીરે ગામની વહુ દીકરીઓ લુગડા ધોઈ રહી છે ત્યાં ગામના ઠાકોરનો એકનો એક લાડકવાયો દીકરો ઘોડા પર ચડીને ઘોડાને પાણી પાવા આવી પહોંચ્યો.

એક તો ઠાકોરનો દીકરો ને વળી લાડમાં ઉછરેલો એટલે બેદરકારીથી ઘોડાને પાણી પાઇને તેણે ગામની વહુ–દીકરીઓએ ધોઇને બગલાની પાંખના જેવા સફેદ કરીને સુકવેલા કપડા પર હાંકયો.

ઘોડાના કાદવવાળા ડાબલા મહા મહેનતે ધોઇને બગલાની પાંખજેવા ઉજળા કરેલા કપડા પર પડતાં જોઇ ભોજાઈ સાથે કપડાં ધોવાની તાલીમ લેવા આવેલ નણુદી–નગરશેઠની દીકરીનું કાળજુ બળવા લાગ્યું. તેનાથી આ સહન ન થયું તેથી તે બોલી “ એલા અસ્વાર ! આંખો છે કે કોડા ! મુઆ ! દેખતો યે

નથી ? જોને ! ધોઈ ધોઇને હાથના કાંડા રહી ગયા ત્યારે જરા લુગડા ઉજળા થયા છે ને આમ અમારી મે'નત પર કેમ પાણી ફેરવવા લાગ્યો છે ? માથે મોતનોએ ભે છે કે નહીં ?

વાણીયા જેવી પોચી જાતની છોકરીના આવા તીર જેવા એક એક વેણ ઠાકોરના દીકરાના અંતરમાં આરપાર નીકળી ગયા તેના ભવા ચડી ગયા. આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ તે કરડાકીમાં આવી ગયો ને દાંત કચકચાવી, હોઠ પર દાંત પીસીને ઘોડાપરથી ઠેકડો મારીને નીચે ઉતર્યો ને આગળ પાછળનો કાંઈ વિચાર કર્યા વગર તેના હાથમાંનો ચાબખો લઇને તેણે નગરશેઠની છોકરી પર બેચાર ફડાફડ ખેંચી દીધા.

ઠાકોરના કુંવરને વગર વાંકે નગરશેઠની દીકરી પર ફડાકા બોલાવતો જોઈ નદીના કાંઠે લુગડા ધોતી ગામની વહુ દીકરીઓમાં અરેરાટી બોલી ગઈ. કુંવરના આવા કામથી નદી કાંઠે હાહાકાર થઇ ગયો. સઉ કુંવરના આ કામને વખોડતા બોલવા લાગ્યા "બાઈ ! કુંવર જો આવા ગાંડાવેડા કરીને આમ ગામની વઉ દીકરી પર હાથ ઉપાડે તો આગળ જતાં શું નઈ કરે. આવાના ગામમાં શે રેવાય ? આમ વાત નદીના કાંઠે થવા લાગી.

પોતાને ગાળ આપનાર ને બેચાર ફડાકા લગાવીને કુંવર હસતો હસતો પોતાના કામને માટે મગરૂર થતો " કેવી લગાવી દીધી " આમ ગણગણતો ઘોડે ચડીને ગામમાં ચાલ્યો ગયો.

બજાર વચ્ચોવચ્ચ નગર શેઠ ગુમાસ્તાના લેખા લેતા કાગળ પતર લખાવતા બેઠા છે ત્યાં કુંવરના ચાબકાના સોર ઉઠી જવાથી લીલાછમ થઈ ગયેલ વાહાંવાળી નગરશેઠની દીકરી

ધાકારો નાખતી આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતી દુકાન પાસે આવી પહોંચી. દીકરીને ધ્રુસકે ધ્રુસકે રોતી જોઇને નગરશેઠના પેટમાં ફાળ પડી, દોડીને તેને બાથમાં લઈ લીધી ને બોલ્યા–બેટા ! આમ કારે આંતરે કેમ રોવે છે ? નદીના નીરની જેમ આંસુ પાડવાનું કારણ ?

નગરશેઠનાં વેણુ દીકરીને બરછી જેવા લાગ્યા. ઘા પર મીઠાના પાટા જેવા ચમચમવા લાગ્યા તેથી રોવું બંધ કરી તાડુકી ને બોલી " આ મારો લીલો કંચન જેવો વાંહો થઇ ગયો છે તે જોતા નથી ને કેમ રોવે છે ઇ કયારના શું પુછયા કરો છો ? "

આ સાંભળી નગરશેઠના પેટમાં ફાળ પડી. લાડકી દીકરીને મારનાર કોણ હશે તે જાણવાને તલપાપડ બન્યા ને દીકરીનો પછેડો ખસેડીને જોયું ત્યાં તો શેઠના મોંમાંથી અરે રાટી નીકળી ગઈ. વાંહો આખોય લીલો કાચ થઇ ગયો હતો. આ જોઈ શેઠના પેટમાં આગ બળવા લાગી. આંખ પર લોહી તરી આવ્યું. દીકરીને આમ મારનારનો જીવ ટુંપી નાખવાનો મનસુબો કર્યો તેથી આવું કામ કરનારને જાણવા તેણે પુછયું બેટા ! તને આમ કોણે મારી ?

" ઇ કારમુખા તમારા ઠાકોરના કુંવરે મુઆને મરવા ટાણે પાણીએ ન મરે " બળતા હૃદયે શેઠની દીકરી બોલી.

કુંવરનું નામ સાંભળી શેઠનો ગુસ્સો ઠંડો થઈ ગયો પોતાની દીકરી પર આમ હાથ ઉગામ્યો તેથી તેમનું અંતર ચીરાઈ ગયું અંતે હૈયું કઠણ કરીને દીકરીને સમજાવીને ઘેર મોકલી.

ગામમાં પળવારમાં આ વાત ફેલાઈ ગઇ. ગામમાં હાહાકાર વરતાઈ ગયો સઉ કોઈ વાત કરવા લાગ્યા કે " આજે

તો નગરશેઠની દીકરી પર હાથ ઉગામ્યો કાલે શું એ નહીં કરે તે કોણ જાણે" આમ સઉ પોતપોતાનો બળાપો કરવા લાગ્યા.

ગામના શેઠીઆઓ વાત સાંભળતાંજ વિચાર કરતાં નગરશેઠ બેઠા હતા ત્યાં એક પછી એક આવવા લાગ્યા ને નગરશેઠના દુઃખમાં ભાગ લેવાનો ડોળ કરવા લાગ્યા. કંઇક પાકો વિચાર કરવા પછી નગર શેઠે તેમના સગા વહાલાઓને કહ્યું. "જાવ મહાજન ભેગું કરો. મારે મહાજન પાસે દાદ માગવી છે. મહાજન આપે તો ભલે નહીંતર હું તો પોતાની વહુ દીકરી પર ઠાકોરનો કુંવર હાથ ઉગામે તે ગામ છોડીને–ઉચાળા ભરી વીયા જવાના વિચાર પર આવ્યો છું.

નગરશેઠના કહેવાથી પળવારમાં મા'જન સાથે આખું ગામ હેગડા ઠઠ ભરાઇ ગયું, પોતાની તરફ ગામની આવી રૂડી લાગણી જોઇ નગરશેઠ ગળગળા થઇ ગયા. તેમની આંખમાં આંસુ આવી ગયા. તેઓ બેઠા હતા ત્યાંથી બે હાથ જોડીને ઉભા થયા ને બોલ્યા "મારા ઉપરની તમારી આવી સારી લાગણી જોઈને મને આનંદ થાય છે પણ આજ તો હું તમારી પાસે નીયાય માંગું છું." આમ કહીને ગામને સઘળી વાતથી વાકેફ કર્યું.

અમે બધાયે બધીયે વાત સાંભળી છે. આમાં બીજું કરવા જેવું શું હોય? ઠાકોરને વાત કરવા જેવું કાંઇ છેજ નહીં ને વાત કરશું તોયે ઈ દાદ આપે તેમ અમને લાગતું નથી. ઠાકોરને રૈયતેજ ઠાકોર બનાવ્યા છે. ને તમારી દીકરી એટલે શું? ગામનીજ દીકરી. આજ તો તમારી દીકરી પર હાથ નાંખ્યો ને કાલ બીજા કોઈની દીકરી પર હાથ નાંખશે ને પછી શું નઈ કરે તે કોણ જાણે?

હવે ભાઈ એમાં બીજું કાંઈ કરવા જેવું જ નથી જો

ઠાકોર પાંસેથી તમારે નીયાય જ મેળવવો હોય તો એક કામ કરો એટલે પત્યું એક ગલઢેરાએ જણાવ્યું.

" ઈ શું ? " સૌ એકી સાથે બોલી ઉઠયા.

" બીજું શું આખું ગામ ઉચાળાભરે. નગરશેઠની દીકરી તે કોણ આપણી જ દીકરી છે ને ?

" હા, હા, એલ્યા, ઈ ઠીક થઈ પડશે. જો આમ કરશું તો આપણુને તરતજ ન્યાય મળશે " સહુ બોલી ઉઠયા.

" ત્યારે હવે ઉચાળા ભરવાનોજ સૌનો વિચાર છે ને ? " નગરશેઠે પુછયું.

" એમાં તે વળી હવે પુછવાનું હોય ? ઉચાળા ! ઉચાળા ! વળી બીજું શું ? " સૌ બોલવાં લાગ્યા.

બીજે દિવસે પરોઢીયે ઉચાળા ભરવાનું નક્કી કરીને સૌ વીખરાઈ ગયા.

આછા આછા તારાના અજવાળામાં સૌ પોતપોતાના ગાડામાં ઘરવખરી ભરવા લાગ્યા. પલવારમાં ઘરમાંની પોતપોતાની ચીજ વસ્તુ સૌએ ખીચોખીચ ગાડામાં ભરી લીધી ને એક પછી એક ગાડા હાંકી મેલ્યા.

ગામને ઝાંપે બેઠેલા ચોકીઆતે એક પછી એક ઉપરા ઉપરી ઘરવખરી ભરીને ગાડા જતાં જોઈ ટપાર્યું ભાઇ ! આમ ઘરવખરી ભરીને કયાં હાલ્યા ?

"આંધળા ! જોતો નથી ? ઉચાળા ભરીને બીજે ગામ જઇએછી."

" શું કામ ભાઇસાબ ? "

" કેમ બેરા એટલીયે ખબર નથી ઠાકોરના કુંવરે નગરશેઠની દીકરીપર હાથ ઉપાડયો, તો તેય જાણુતો નથી ? " એક બોલ્યો. " હું તો અહીંયા પડયો છું તે કયાંથી જાણું " આમ કહી બધી વાત જાણી લીધી.

વસ્તી ઉચાળા ભરીને જાય તે સારૂં નહીં તેમ તેને લાગ-વાથી ઠાકોરને આ વાતની જાણ કરવાને તે મુઠીઓ વાળીને દોડયો.

સાસભર દોડયા આવતા ચોકીઆતને જોઈ ઠાકોર બેઠા બેઠા દાતણ કરતા હતા તે બોલ્યા " પગી આમ સાસભર કેમ ?

" અન્નદાતા ! ગામ ઉચાળા ભરીને હાલ્યું જાય છે " આમ કહીને તેણે ઠાકોરને સઘળી વાત જણાવી. વાત જાણી જતાં ઠાકોરને પારાવાર દુઃખ થયું. તેના કુંવરના અવિચારી વરતનથી વહતીનું દીલ દુભાયેલું જોઈ તેનું દીલ બળવા લાગ્યું. " વસ્તી તો પેટના દીકરા કરતાં પણ વધારે છે " આમ બોલી કોઈ પણ રીતે વહતીને મનાવવાનો મનસુબો કરીને બોલ્યા " પગી કઈ ભણી વહતી જાય છે ?

" ઓતરાદી કોર "

" ઠીક ત્યારે તમે પણ મારી સાથે ચાલો " આમ કહી દાતણને ફેંકી દઈ. મોઢું પણ ધોયા વિના, ઉઘાડા પગે, વહતીને મનાવીને પાછી વાળવા પગી સાથે ઠાકોર દોડયા.

હળવે હળવે ગાડા હાલ્યા જાય છે ત્યાં આડેથી આવીને ઠાકોર પગી–સાથે ગાડા આડા ઉભા.

ઠાકોરને ગાડાના મારગમાં આડા ઉભા રહેલા જોઈ ગાડા ત્યાં જ થંભી ગયા.

" શેઠ ! ગાડા પાછા વાળો " ઠાકોરે કહ્યું " બાપુ મારાથી ......" શેઠ આગળ બોલવા જાય છે ત્યાં તેમને રોકીને ઠાકોર બોલ્યા " આ પગીએ મને બધી વાત જણાવી છે. ઇ હરામખોર ! આવા કાળા કામા કરનાર વસ્તીની વહુ દીકરી રાજની મા બ્હેન કહેવાય તેના પર હાથ ઉગામનાર મારા ગામમાં ન જોઈએ. જાવ પગી કુંવરને કહી દયો કે " બાપુએ

તને પાંચ વરસનો દેશવટો આપ્યો છે માટે મારી હદ છોડીને ચાલ્યો જા."

"ઠાકોરના આ વેણ સાંભળતાં જ વસ્તી તો અજાયબ થઈ ગઈ.

"કેમ શેઠ! હવે ગાડા પાછા વાળવા છે કે ગાડાના રસ્તામાં આડો સુવું?" આમ કહીને ગાડાની આડા ઠાકોર સુઈ ગયા.

ઠાકોરનું આવું વર્તન જોઇ નગર શેઠ ને સઉનો રોષ ઉતરી ગયો તેઓએ દોડીને ઠાકોરને ઉભા કર્યા ને ગાડા પાછા વાળવાનું કહ્યું.

"અન્નદાતા! એક અરજ છે" ગાડા પાછા વાર્યા પછી શેઠ કહ્યું.

"શું છે? જલદી કહી નાખો ને?

"કુંવરનો દેશવટો માફ કરો હશે જે થઈ ગયું તે જતું કરો" નગરશેઠે કહ્યું.

"નહી! શેઠ! મારે એવો વહતીની વહુ દીકરી ઉપર હાથ ઉપાડે એવો દીકરો જ ન જોઈ એના કરતાં હું વાંઝીયો સારો તે જાય છે તો તમે કયાં નથી? વહતીના દીકરા મારા જ છે ને? એ તો ભલે દેશવટે જતો હોય બીજાને પણ એના પરથી વહતી પર હાથ ઉગામતાં કેવું સહેવું પડે છે તેનો પાઠ મળશે" ઠાકોરે કહ્યું.

"ખરેખર ઠાકોર સાચા "પ્રજા પ્રતિપાળ" છે, આમ એકાએક આ વેણ સાંભળતાં જ સઉના મહોંમાંથી બોલાઈ જવાયું.

# નગારાનો નાદ

"કોની માએ સવાશેર શુંઠ ખાધી છે કે મારા ગામને પાદર નગારાનો ધણધણાટ બોલાવી રહ્યો છે ?"

કચ્છ દેશનો રાજવી લાખો ફુલાણી તેની રાજધાની કેરાકોટના રંગમહેલમાં તેના બનેવી રાજસોલંકી સાથે ચોપાટની રમત રમી રહ્યો હતો તેવામાં ધણેણાટ બોલાવતા નગારાની ધણધણાટી સાંભળતાં સિંહની પેઠે ગર્જી ઉઠયો.

લાખા ફુલાણીના આ ગર્વભર્યા વેણ સાંભળી ચોપાટ રમતાં રાજસોલંકીના ભવા ખેંચાયા કપાળમાં કરચલી પડી મ્હોંપર રતાશ પથરાઈ ગઇ. આવા વેણ બોલનારનો મદ ઉતારવાના અંતરમાં કોડ ઉપજ્યા છતાં મનને રોકીને ગરવીનો ગરવ કયાં સુધી ચડે છે તે જોવાને અંતરમાં થતી ગડમથલ રોકીને ઠંડે પેટે જે થાય તે જોતો બેઠો રહ્યો.

લાખા ફુલાણીનો પડકાર થતાં જ નોકરો પવનવેગે દોડયા ને નગારા વગાડયે જતા ભજન ગાતા જતા પાદરમાંથી દ્વારકાની તરફ ચાલી જતી. અતિતની જમાત પાસે આવી પહોંચ્યાં.

લાખા ફુલાણીના નોકરોના મનમાં પણ તેમના ધણીની માફક ધણેણાટી બોલાવતા નગારાના છોતા ઉડાડી નાખવાની હોંશ હતી પરંતુ અતિતની જમાત જોઇ વિલે મોં'એ મનની હોંશ મનમાંજ રાખીને રાજમહેલ તરફ પાછા વળ્યા ને પલવારમાં રંગ-

મહેલમાં જ્યાં સાળો બનેવી ચોપાટના દાવ ખેલી રહ્યા હતા ત્યાં આવીને બોલ્યા.

"અન્નદાતા ! એ તો અતિતની જમાત દ્વારકાની જાત્રાએ જાય છે તેના નગારાનો ધણધણાટ હતો. હજુ એવો તો કોઇ આ દુનીયાની ઉપર પાક્યો નથી જે આપણા ગામને પાદર નગારાની ધણધણાટી બોલાવી શકે ?"

જ્યારે અવદશા બેસવાની હોય છે, ત્યારે પહેલેથીજ માણસની મતિ બગડી જાય છે. તેજ પ્રમાણે લાખા ફુલાણીની પણ મતિ બગડી ગઇ હતી. નહીંતર રાજા જે ગૌબ્રાહ્મણ પ્રતિ-પાળ કહેવાય છે તે જાત્રાએ જતા સંઘના નગારાનો ધણધણાટ સાંભળીને તે ફોડી નાંખવાનું જણાવે? "પરંતુ વિનાશકાળે વિપરિત બુદ્ધિ" એ પ્રમાણે લાખા ફુલાણીનો માઠો દિ બેઠો હોવાથી તે બોલ્યો "હું બીજું કાંઇ જાણવા નથી માગતો નગારા ગમે તેના હોય જાત્રાએ જતા અતિતના હોય કે બીજા કોઇના હોય પણ મારા ગામને પાદર તેમણે નગારા કેમ વગાડયાં ? શું તેઓ લાખા ફુલાણીના નામને નહોતા જાણતા ! જાવ ગમે તેના નગારા હોય તેના તોડી ફોડીને કાચલા કરીને ફેંકી દ્યો.

લાખા ફુલાણીનો હુકમ થતાં જ ભૂખ્યા વરૂની માફક તેના માણસો છુટયા ને દ્વારકાની જાત્રાએ જતા આનંદ મંગળ કરતો નગારાની ધણધણાટીથી ગામ ગજવતો અતિતનો સંઘ ચાલ્યો જાય છે ત્યહાં આવી પહોંચ્યા ને નગારા તોડીને ફેંકી દીધા.

લાખા ફુલાણીનો આવો જોહુકમી હુકમ સાંભળી અ-ત્યાર સુધી જે થતું હતું તે ટાઢે પેટે જોઈ રહેલા રાજ સો-

લંકીના ભવાં ચડી ગયાં. આંખો લાલચોળ થઇ ગઈ ને લાખા તરફ કરડી નજર નાંખતા સોળંકી બોલ્યો.

"લાખા ફુલાણી! ઇ તો બીચારા ગરીબ અતિતના નગારા ફોડી નાખ્યા પણ કોઇ જબરાના નગારા ન ફોડી શકાય."

"અરે ગમે તેવો પાણીઆરો હોય નહીં એનાયે નગારાના છુંદા કરી નાખું ને કોઇ પાણીઆરાની હોંશ રહી જતી હોય તો ભલેને દોડયો આવે! એની માની સવાશેર શુંઠ ખાધી હોય ઇ બતાવવા આ લાખો તો એવાનીજ વાટ જોઇ રહયો છે"

આ વેણ રાજ સોલંકીના અંતરમાં આરપાર પેસી ગયા તેને એકે એક વેણ હાડોહાડ લાગી ગયું. તેના હાથમાં ચોપાટના પાસા હતા તે ફેંકીને તે તરતજ ઉભો થઇ ગયો ને લાખા ફુલાણી તરફ એક વખત કરડી નજર નાખી ત્યાંથી ચાલ્યો ગયો.

લાખા ફુલાણીનું અતિત, બાવા જે રાંક જાત કહેવાય તેઓના નગારા ફોડાવી નાખવાના કામથી રાજ સોલંકીના અંતરમાં દાવાનળ સળગ્યો હતો. તરતજ તે તેના ગામ તરફ ચાલ્યો ગયો. અને ત્યાંથી તેના ભાઇને તથા લશ્કરને લઇને દ્વારકાં ચાલ્યો ગયો.

દ્વારકા જઇને પવિત્ર ગોમતીમાં નાહી દેહનું કલ્યાણ કરી લાખા ફુલાણીને પાદર જઇ નગારાનો નાદ કરી ધણુધણાટી બોલાવવાના કોડને અંતરમાં રાખી લાખા ફુલાણીનું પાણી ઉતારવાના સપના સેવતો તે કેરાકોટ તરફ લાવલશ્કર લઈને રવાના થઈ ગયો.

પરભાતનો પહોર છે. ખેડુતો કીચુડ કીચુડ કોસ હાંકતા કોસ પર હીંચકા ખાતા પાવો વગાડી આનંદમાં મસ્ત બની

ગએલા જણાય છે. દુનીયાની ઉપાધિ ક્યાંઈ જણાતી નથી. બધેય બસ આનંદ આનંદ ને આનંદનું વાતાવરણ ખડું થયેલું જણાય છે. સુરજ મા'રાજ પણ તેમના લાલચોળ અંગાર વરસતા કિરણો ફેંકતા આગળ ધપ્યે જાય છે.

**લાખો** ફુલાણી ઉઠી, સુરજ મા'રાજના દરશન કરી દાતણને પાણીથી ભરેલી સોનાની ઝારી લઈ દાતણ કરતો બેઠો છે તેવામાં ધણુંગ ધણુંગ કરતી ધણધણાટી બોલાવતો '**નગારાનો નાદ**' સંભળાયો.

'નગારાનો નાદ' સાંભળતાંજ **લાખા** ફુલાણીનું માથું ફરી ગયું. તેના કપાળમાં કરચલીઓ પડી ગઇ. એકાએક તેનાં દાંત ભીડાઇ ગયા ને હોઠપર દાંત પીસતો તે બરાડી ઉઠયો.

"કોણ છે? જાવ જલદી તપાસ કરો ઇ કોના માથામાં રાઇ ભરાણી છે, કે આજ મારા પાદર 'નગારાનો નાદ' કરી ધણેણાટી બોલાવી રહ્યો છે. નક્કી તેને તેનું મોતજ અહીં બોલાવી લાવ્યું જણાય છે. આજે કાંતો એ નહીં કે હું નહીં, એની બાયડીનો ચુડલો જોત જોતામાં ભાંગી નાખું છું."

આવા અભિમાનભર્યા વેણ **લાખો** ફુલાણી ઉપરા ઉપરી બોલ્યો જતો હતો. તેવામાં તપાસ કરવા ગયેલા નોકરો આવીને બોલ્યા "અન્નદાતા! ભુંડું થયું ઘરમાંજ ઘો મંડાણી."

"લાંબી લપછપ કર્યા વિના શું છે તે ફાટી મરને?" નોકરની લાંબી વાત સાંભળતાં **લાખાફુલાણી**નું માથું ફાટી જતાં તે બોલ્યો.

"નગારાનો નાદ કરી આવી ધણધણાટી બોલવાનાર ઈ કયો પાણીઆરીનો છે તે જણાવવાને બદલે કેમ આડીઆડીજ

વાત કરે છે ? કહે, કેની જણનારીએ સવાશેર સુંઠ ખાધી છે તે આમ ધણેણાટી બોલાવી રહ્યો છે ?"

"બાપુ ! બાપુ ! ગજબ થયો. શું વાલામાં વિઘ્ન પડશે ? શું સગા સગાજ કપાઇ મરશે ?" રાજભક્તિથી ઉછરતા હૈયે નોકર બોલ્યો.

"તારો લવારો બંધ કરી સીધી વાત કરવી છે કે નહીં ?"

"બાપુ ! આ શું થવા બેઠું છે ? આ 'નગારાનો નાદ' ગજવનાર બીજો કોઇ નહીં પણ આ સાહેબના પતિરાજ સોલંકી છે."

આ છેલ્લા શબ્દો સાંભળતાંજ લાખા ફુલાણીના અંતરમાં ગરવ આવ્યો તેથી બોલ્યો "બેનડીનો વર છે તેથી શું થઇ ગયું ? શું એ રજપૂત જાયો છે ને અમે કંઇ ગોલા છી ? તેની માએ સવાશેર સુંઠ ખાધી છે તો અમારી મા કાંઇ પાછી નથી રઈ. ભલે હાલ્યો આવે ઇ પાણીઆરો અમારા પર તેને પાણી બતાવી દેશું" આમ કહીને લાખો ફુલાણી તેના માણસો લઇને રાજ સોલંકીનું સામૈયું કરવાને ગયો.

પાદર આવતાંજ લાખાએ રાજ સોલંકીને જોયો તેની ઝમઝગારા મારતી દેહ કાંતિ જોઇ લાખાના મ્હોંએ મશ ઢળી. કેમ જાણે તોરણે વર લાડડો ન આવ્યો હોય તેટલી હોંશ સોલંકીના હૈયે હતી.

પળવારમાં બંન્ને વચ્ચે ધીગાણું મંડાયું. સામ સામી તલવારો ખેંચાઈ ધમાચકડી મચી તલવારોના રણકારા બોલવા લાગ્યા ને બંન્ને તરફના માણસોના માથાં બાજરાનું ડુંડુ ઉડે તેમ ઉડવા લાગ્યા.

પળ એક પછી બંન્ને સાળા–બનેવી સામ સામા આવી ગયા. રાજ સોલંકી લાખા ફુલાણીને જોતાંજ ધુંવા પુંવા થઇ ગયો ને લાખા પ્રત્યે બોલ્યો.

" લાખાજી નગારા તો ગરીબ ગરબાના ફોડી શકાય જેની મુંછે લીંબુ ઢળતા હોય એના નહી. જો ખરા પાણીઆરા હો ને તમારી માએ સવાશેર સુંઠ ખાધી હોય તો તે દિવસે બોલેલું વચન ખરૂં કરી બતાવો."

આ વેણુ લાખાની છાતીમાં તાતા તીરની માફક આરપાર નીકળી ગયા એણે રાજ સોલંકી તરફ સિંહની માફક તરાપ મારી પણ ચતુર સોલંકી ચેતી ગયેલો હોવાથી તે તેની તરાપમાં નિષ્ફળ ગયો.

બંન્ને જણા ફેર ફુદડી ફરતા તલવારના રણકારા બોલાવતા ખાંડાના ખેલ ખેલ્યે જાય છે. બંન્નેના શરીર પર લોહીનાં છાંટા ઉડવાથી કેસર વર્ણા–રંગે વર લાડડો શોભી રહ્યો હોય તેવાં શોભી રહ્યા છે. સમય કટાકટીનો છે તેવામાં ફેર ફુદડી ફરીને સોલકીએ ફુલાણી પર તરવારનો વાર કર્યો તલવારે ફુલાણીની છાતી ચીરી નાખી. લાખા ફુલાણીની રાક્ષસ જેવી કાયા કડડભુસ કરતી નીચે પડી.

લાખાને ભોં ભેગો કરી પોતાના અંગ પર થયેલા ઘાને સહન નહી કરી શકવાથી રાજ સોલંકી પણ ધરતીને ખોળે પડયો ને પડતાંજ તેના ઘાથી ચાળણી જેવા થઇ ગયેલા શરીરમાંથી પ્રાણ પંખીડું ઉડી ગયું.

# મોતના વેલડા

જુનાગઢના રંગમોલમાં નવાબ ને બેગમ સાહેબ એકબીજાના હાથના આંકડા ભીડીને સોનાની હીંડોળા ખાટ પર કીચુડ, કીચુક હીંચકા ખાઇ રહ્યા છે. આકાશમાં સાતમ આઠમનો ચંદરમાં છોળે છોળે રેલી રહ્યો છે. જાતજાતના સુગંધી શરબતની પીઆલીઓ ભરીને દાસીઓ હજુરમાં ઉભી છે. બેગમ સાહેબ ' મારા સમ, મારા જીવના સમ " એમ કહી દાસીઓના હાથમાંની શરબતની પીઆલીઓ તેના ભુખરાં નેણો નચાવી નવાબ સાહેબના દીલને વીંધી પાઇ રહેલ છે.

હાથમાં પહેરેલી બંગડીઓ રણુણુણ, ઝણુણુણ એવા સુર કાઢી કમળની ડાંડી જેવા બેગમ સાહેબના હાથપર નાચી રહી છે. બેય જણા સુખની લીલાલે'રમાં ગરક છે. તેજ વખતે દરબારગઢના દરવાજા કડડડ કરતા ઉઘડી ગયા. આથી નવાબ સાહેબના કાન ચમકી ઉઠયા. તેઓ ફુલ સજામાંથી ઝબકી ઉઠયા. પલવારમાં તો કટ કટ કરતી બાનડીએ આવીને નવાબ સાહેબના હાથમાં ચીઠી મુકી.

ચીઠી વાંચતાંજ નવાબ સાહેબનું મોં મરક મરક થવા લાગ્યું ને તરત જ બાનડી સાથે ચીઠ્ઠી મોકલનારને મળવા ચાલ્યા ગયા.

બેગમ તો આ એકએક શું થઇ ગયું તે સમજીજ શકયા

નહીં. રંગમાં ભંગ પડવાથી તેમને ઘણું દુઃખ લાગ્યું પરંતુ નવાબ સાહેબના આવવાની રાહ જોઇને બેસી રહ્યા વગર બીજો કોઈ ઉપાય નહીં હોવાથી નવાબ સાહેબના નામની માળા ફેરવવા લાગ્યા.

મહેલના બાજુના એક ઓરડામાં આવતાં જ બોકાની બાંધીને એક કદાવર કાઠાના બેઠેલા માણસ પ્રત્યે નવાબ સાહેબ બોલ્યા "કેમ ઈ વાત શું સાવ સાચીજ છે ?"

"સાચી નહીં ત્યારે શું ખોટી છે ?"

"જો ખોટી માની હોત તો તને તપાસ કરવા શું કામ મોકલત ?"

"ત્યારે જો તમોને મારાપર વિશ્વાસ હોય તો રાત પછી દિ ને દિ પછી રાત આવે છે. એ જેટલી સાચી વાત છે એટલીજ આ વાતને પણ સાચી જ માની લ્યો."

"ત્યારે શું ખરેખર તમારા કહેવા પ્રમાણે હમીર ગોહીલની બેટીઓ રૂપરૂપનો અંબાર કાચની પુતળી જેવી પદમણીઓ જ છે ?"

"નવાબ સાહેબ ! હજુ પણ પારખું ન થતું હોય તો લ્યો અને બરાબર તપાસીને ખાત્રી કરો" પોતાની કમરમાંથી કાંઈક કાઢી નવાબના હાથમાં મુકતાં તે બોકાનીવાળો આદમી બોલ્યો.

"શું ખરેખર ! આ હીરાના જેવા ચકચકતા નખો તે પદમણીઓનાજ છે ? જો આમજ હોય તો આવી રૂપરૂપના અંબાર કાચની પુતળીઓને......" હજુ નવાબ કાંઇક આગળ બોલવા જાય છે તેવામાં તેને અટકાવીને બુકાનીવાળો આદમી બોલ્યો.

" તેના ન હોય તો બીજાના શું કામ લાવવા જોઇએ ? "

" જો ખરેખર આ હીરાના જેવા નખો તે પદમણીઓનાજ હોય તો આપણા રાજમાં જરૂર એ પદમણીઓને વસાવવી જોઇએ."

" પરંતુ નવાબ સાહેબ ! આ કાંઇ કાચા પોચાની સામે કામ નથી. પોરબંદરના ધણી પાસે તો માથું આપે ઇ માલ કાઢે વાળી વાત છે."

" એમાં શું ? ઇ ગોહીલનું મારી પાસે શુ ગજું છે ? કાલે સવારનાજ માગું મોકલાવી ગોહીલ કેટલા પાણીમાં છે તે જોઈ લઇશું."

" જેવી નવાબ સાહેબની મરજી. હું તો ચીઠીનો ચાકર. શેતરંજના પાસા નાખતાં ન આવડે " આમ કહી નવાબને સલામ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

૨.

પાલીતાણાની ડેલીએ ડાયરો જામ્યો છે. ખરલમાં કસુંબો ખસડખસડ ઘુંટાઈ રહ્યો છે. ભાટ ચારણ પાલીતાણાના શુરાતનના દોહરા લલકારી ડાયરમાં બેઠેલા જવાનોને તેમના બાપદાદાના શુરાતનનું પાન કરાવી પાનો ચડાવી રહ્યા છે. તેવામાં કસુંબાની ખરલ તૈયાર થઈ જતાં ઉપરા ઉપરી સોગંદ આપીને કસુંબાની મોજ મણાઇ રહી છે ત્યાં ઝબ કરીને કોઇએ સાંઢણી ઝોકારી ને ડાયરાની વચમાં આવી કસુંબાની છોળ ઉડાડતા પાલીતાણાના ધણી હમીર ગોહેલના હાથમાં ચીઠી મુકીને ઉભો રહ્યો.

ચીઠી વાંચતાજ પાલીતાણાના રજપુત રાજવીના ભવા ખેંચાઈ ગયા. મોં લાલચોળ થઈ ગયું. મોવાળે મોવાળે ઝાળ સળગી ઉઠી કેમ જાણે હમણાંજ પરથવીને બાળીને ખાખ નહીં

કરી દે એવો પાલીતાણાના ધણી હમીર ગોહેલનો રંગ જોઇ ડાયરો વિચારમાં પડયો તેથી ડાયરામાંના એક રજપુતે પુછ્યું.

"બાપુ! શું છે? આમ પળેપળે મોં પર રંગ કેમ બદલાય છે?"

"કાંઇ કેવા જેવું નથી. દયાના દાતાર પરમેસર! શું તું મારૂં મોત બગાડવા બેઠો છે?"

હમીરજી ગોહીલના આ વેણુ સાંભળતાં જ ડાયરો બોલી ઉઠયો "પણુ છે શું? તે પાલીતાણાના ધણીને આવા વેણુ કવેણુ બોલવા પડે છે?"

પણુ આનો કંઈ જવાબ નહીં આપતા હમીરજીની આંખો ઇ કાગળની કટકીની કોરજ તાકી રહી હતી. પળ એકમાં તો હમીરજીના મોંપરના બધા રંગો બદલાઇ ગયા. ગરાસીઆના દીકરાના મોંએ મસ ઢળી. કાગળ વાંચતાં વાંચતાં આંગળાઓ થરથર ધ્રુજવા લાગ્યાં. એક પળમાં આવો અજબ ફેરફાર જોઇ ડાયરામાંથી એક ગલઢેરાએ પડકાર કર્યો "મારા સાવજને આમ કોણે ભરખી ખાધો? મા'રાજ આમ મોઢે મસ કેમ ઢળી? પાલીતાણાના ધણીનું સાવઝ જેવું મોં બકરી જેવું કેમ થઈ ગયું? એવું શું છે ઈ કાગળના કટકામાં કે હમીરજી ગોહેલને આવી વીમાસણુ આવી પડી?"

આનો પણુ કંઇ જવાબ નહીં આપવાં હમીરજી ગોહેલ આવેલો કાગળ ડાયરાની વચ્ચે ફેંકી બોલ્યા "ભગવાન લાજ રાખે તો રે, એમ છે?"

"લાજ? કોની લાજ જવા બેઠી છે? પાલીતાણાના ધણીની? પાલીતાણાના ધણીની લાજ જશે તો પછી અમે શું કામના છીએ મા'રાજ હૈયે હીંમત રાખો પાલીતાણાની

લાજ ઇજ અમારી લાજ છે. એને સાચવવા અમારા લીલુડા માથા વાઢી દેવાને પણ અમે તૈયાર છીએ" એક જવાને ડાયરામાંથી પડકાર કર્યો.

"ગગા ! જરા ધીરોથા." આમ કહી ડાયરામાં બેઠેલા એક જણે હમીરજીએ ફેંકેલો કાગળ ઉપાડી લીધો ને વાંચવા લાગ્યો. કાગળ વાંચતાં તેની પણ હમીરજીના જેવીજ સ્થિતિ થઇ તેથી ડાયરામાં બેઠેલા સહુ બોલી ઉઠયા "ઇ કાગળની કટકીમાં એવું તે શું લખ્યું છે કે તમારી પણ જીભ સીવાઇ ગઇ ?"

"ભાઇ ! આ કાગળની કટકી નથી પણ મોતનો પેગામ છે. લાજ આબરૂનો સવાલ છે. જુનાગઢનો નવાબ પાલી- તાણાની ગભરૂ જેવી દીકરીઓના રૂપ પર લોભાયો છે તે પારેવા જેવી દીકરીઓના એક ભવમાં બે ભવ કરવા માગે છે. છે એવો કોઇ પાણીઆરાનો પુતર આ ડાયરામાં જે આ જગદંબાઓની ને પાલીતાણાની લાજ રાખી શકે ? છે કોઈ જેની માએ સવાશેર સુંઠ ખાધી હોય એવો જે પાલી- તાણાની પડખે રઇ જુનાગઢ સામે મોરચા માંડી ગાય બામણ ને સ્રીની રક્ષા કરવા જતાં મોતને ભેટવાની તાલાવેલી ગજાવે એવો ?"

ગલઢેરાના મોંમાંથી આ વેણ સાંભળતાં જ ડાયરામાં બેઠેલા જવાનીયા ને ગલઢેરાના મોં લેવાઈ ગયા. કોઇની મોતને ભેટીને નામ અમર કરવાની હીંમત ચાલતી નથી. ડાયરામાંના જવાની- યાઓની મીટ તેમની રંગઘેલી પદમણીઓ તરફ મંડાણી મર- વાનો કોઈના હૈયે મનસુબો થતો નથી. ડાયરામાંથી કોઇને જવાબ નહીં આપતાં જોઈ ગલઢેરા આદમીને હાડે હાડ લાગી

આવ્યું." મને તો આ ડાયરામાં બેઠેલા બધા જવાનીયા ગોલીને ધાવ્યા હોય એમ જણાય છે. પરથવી પર કોઇ રજપુત બચ્ચાનું નામ નીશાન રહ્યું હોય તેમ જણાતું નથી. જાવ નામરદો ! બેન બેટીના શીયળ માટે લીલુડા માંથા વાઢી આપવાના કોડ ધરનાર રજપુતના દીકરાઓ તમારૂં કાળું કરો. તમે સુખેથી તમારી પરણેતરની સોડના લાવા લ્યો. પાલીતાણાના ધણી! એમાં ગભરાય છે શાનો ? જા વેલડાં તૈયાર કર. આખો મુલક પડયો છે. હું ગમે ત્યાં દીકરીઓને લઇને હાલ્યો જઇશ. જા તારી દીકરીઓ નહીં પણ આજથી ઇ મારી દીકરીઓ છે. આજથી મારે અન્નજળ હરામ છે. જે દીકરીઓનાં વેલડાં છોડાવશે તેને ત્યાં જ અન્ન જળ લઇશ.

પાલીતાણાના ધણી ! જરા હૈયે હીંમત રાખો. ઈ જુનાગઢવાળાની શું મજાલ છે કે રજપુતનો બેટો પરથવી પર જીવતો હોવા છતાં પાલીતાણાની રૂપરૂપનો અંબાર, જગદંબા જેવી ગભરૂ દીકરીઓ પર ઉંચી નજર કરી શકે ? રજપુતનો બેટો ધરતીમાં બેઠો હોય તો તીંયાથીએ ગા બામણ ને અસ્ત્રી જાતના રક્ષણ માટે મોતને મુઠીમાં રાખીને દોડી આવે ઇ આજ એનીજ બેન દીકરીની આબરૂ ચુંથાવા દેશે ? એની પારેવા જેવી દીકરીઓની લાજ ઇ તરકડાના હાથે લુંટાવા દેશે તે દિ સુરજ મા'રાજ ને પરથવીએ માજા નહીં મુકે.

ઠાકોર ! " જરાપણ દીકરીઉંના ઉચાટ ન કરતા તમારી દીકરીઉં મારીજ છે. તું વહતીનો બાપ છે. વહતીની બેન દીકરી મુંને તારીજ માની લેજે. હું આ આખો મલક પડયો છે ગમે તીંયા દીકરીઉને લઇને હાળ્યો જઇશ. જાવ દરબાર ગઢમાં જઇને ગામેતરૂં કરવા દીકરીઉંના વેલડા તૈયાર કરો " આમ

કહીને ગલઢેરો રજપુત અસ્રીની આબરૂ બચાવવાના વિચારે જુવાનીનું જોમ તેના દીલમાં આવી જતાં તેના ઘર તરફ ચાલ્યો ગયો.

૩

પાલીતાણાના ધણીને માથે આજ આભ તુટી પડયો છે. પોતાની રતન જેવી દીકરીઉં જુનાગઢ વાળાની ભેથી આજ વેલડા જોડીને પાલીતાણાની હદ છોડી હાલી નીકળશે ઈ વિચાર એના કાળજાને કોરી નાખતો હતો.—એના હૈયાને વલોવી નાખતો હતો. શું કરવું અને શું ન કરવું ઇ કંઈ સુજતું નથી. દીકરીઓના વજોગ થવાના વિચાર તેના દીલમાં આગના ભડકા સળગાવતા હતા. તેના મોં પરનું નુર તેજ ક્યાંઈ અલોપ થઈ ગયેલું જણાતું હતું. મોં કાળું મસ જેવું થઇ ગયું હતું. આવા દેદારે પાલીતાણાના ધણીને આવતો જોઇ દરબાર ગઢમાં બેઠેલ રાણી ને કુંવરીયું બોલી ઉઠયા.

" નક્કી કંઈ આજે નવાજુની થઇ લાગે છે. દરરોજ હસ્તા મોંએ મલપતા આવતા પાલીતાણાના ધણીના મોંએ મસ કેમ ઢળી હશે ? "

પાલીતાણાનો ધણી જેવો નજીક આવી પહોંચ્યો કે તરતજ રાણી બોલી " દરરોજના મલપતા મોંએ આજ મસ કેમ ઢળી ? "

રાણીના સવાલનો કાંઇપણ જવાબ નહીં આપતાં ઠાકોર મુંગાજ રહ્યા.

ઠાકોરને કાંઇ જવાબ નહીં આપતા જોઈ બેય દીકરીઉં બોલી " બાપુ ! આજ આમ કેમ ? કેમ કંઈ બોલતા નથી ? "

" બેટા કંઇ કે'વાની વાત નથી. મારૂં જીવતર ધુળ મળવા બેઠું છે. લાજ આબરૂ જવા બેઠી છે. એવું બને ઇ પે'લાં ભગવાન મને મોત આપે તો કેવું સારૂં "

" પણ બાપુ! આવાં વેણ કવેણ શું કામ બોલતા હશો? મોત આવે તમારા દશ્મનનું. આવા વેણ કવેણ બોલવા શું કામ પડે છે? એવી તે કઈ વિપત્ત આવી પડી છે કે આવા વેણ બોલો છો?"

" દીકરી !—" ઠાકોરના મોંમાંથી આનાથી એક વધુ વેણુ નીકળ્યું નહીં. આંખમાંથી ઝળ ઝળી આવી ગયા.

પાલીતાણાના ધણીની આંખમાં આંસુ જોઇ રાણી બોલી " આ શું? રજપુતના દીકરાની આંખમાં પાણી? છે શું? જે હોય તે જણાવી દો "

" પણ કંઈ કે'વા જેવી વાત નથી. લ્યો આ કાગળની કટકી વાંચો કે આપો આપ તમને ખબર પડી જશે " આમ કહીને ઠાકોરે રાણીના હાથમાં જુનાગઢથી આવેલ ચીઠી મુકી.

ચીઠ્ઠી વાંચતા રાણીની આંખમાંથી પણ શ્રાવણ, ભાદરવો વહેવા લાગ્યો. તે રડતાં રડતાં બોલી.

" હવે મારી પારેવા જેવી દીકરીયુંનું શું થશે? કીયા જનમના આ પાપ નડયા?"

પોતાની જનેતાને ચોધાર આંસુડે રડતાં ઉપલા વેણ બોલતાં સાંભળી મોટી દીકરી બોલી " તમે બેય આમ કારે આંતરે કાં રોવો? ઇ કાગળની કટકીમાં એવું તે શું છે કે તમે આમ રોવો છો?" આમ બોલી પોતાની જનેતાના હાથમાંથી ચીઠી તેણે લઇ લીધી.

ચીઠી વાંચ્યા પછી બધો ભેદ જાણી ગયા પછી " આમાં

તમે રડો છો શાને ? અમે બન્ને રજપુતની બેટીઓછી. જીવ જતાંયે અમારો ધરમ છોડનાર નથી. ઈ તરકડાની શું મજાલ છે કે અમારી તરફ નજરે ય કરી શકે ?" લાલઘુમ આંખે બંન્ને દીકરીઓ બોલી.

" બાપુ ! તલવાર લાવો. અમારી લાજ આબરૂ જાળવવા અને તમને જુનાગઢવાળાના ભેમાંથી છોડાવવા અમે અમારા સગા હાથે તમને અમારૂં માથું વાઢી આપીએ. પછી કુળને કલંક લાગવાનો કંઈ ભે છે ?"

હજુ આ વેણ જગદંબા જેવી પાલીતાણાના ધણીની દીકરીઓના મોંમાંથી બહાર નહીં પડયા હોય એવામાં "માથું વાઢી આપવાની જરૂર નથી. હજી કીંયા ધરતી નક્ષત્રી થઈ છે ને એવો વખત આવે મારૂં અને તમારા બેયના માથાની મા'દેવજીને કમળ પુજા ચડાવવામાં કીંયા પાછી પાની કરી એમ છી " પાલીતાણાનો ધણી બોલ્યો.

" જગદંબા સરૂપ દેવીઓ ! મારો મનસુબો હાંભરી લ્યો. પાલીતાણાની વહતીને ને રાજને જુનાગઢ વાળાની ભે'માંથી બચાવવા આજને આજ અબઘડીયે તમને વેલડામાં બેહારી પાલીતાણાની ધરતી છોડીને હાલા નીકળવાનું કચેરીમાં એક ગલઢેરાએ બીડું ઝડપ્યું છે બોલો ઈ વિચાર ઠીક છે ને ? "

" તમારો વિચાર અમને બેયને ગમે છે. બાપુ ! એમજ કરો. ને પાલીતાણાના માથે ઝઝુમતું વાદળું દુર કરો. જાવ અમારા માટે વેલડા જોડાવો " બેય દીકરીઉ બોલી. એવામાં સીપાઈએ ભાભાના આવવાના ઠાકોરને સમાચાર આપ્યા કે તરતંજ ઠાકોર બોલ્યા–

" જેવી તમારી ભાભાની ને ધરતીના ધણીની મરજી. મારી આંખના રતન ! " અમારે તમને પાલીતાણાની વહતીના



"આ કાગળની કટકીમાં એવું તે શું લખ્યું છે કે તમારી જીભજ સીવાઇ ગઇ?"

ભલા માટે તજવા પડે છે" આમ બોલી ઠાકોરને રાણીએ બેય દીકરીઉને હૈયા હારે દાબી."

પળત્રારમાં ભાભાની હારે પાલીતાણાની રૂપરૂપના અંબાર જેવી દીકરીઓ "**મોતના વેલડા**"માં બેસીને ભગવાનના ભરોસે હાલી નીકળવા વેલડામાં બેસી ગઇ વેલડામાં બેઠા પછી "દીકરીઉંના તમે જરાય ઉચાટ ન કરતા" આમ કહી પદમણી જેવી દીકરીઓના વેલડા લઇને ગલઢેરો રજપુત ત્યાંથી ચાલી નીકળ્યો.

પાલીતાણાનો ધણી ને રાણી બેય જણા વેલડા દેખાતા બંધ થયા ત્યાં સુધી એકી ટસે એની કોર આંસુભરી આંખે જોઈ રહ્યા.

૪.

પાલીતાણાની ગભરૂ દીકરીઓની લાજ આબરૂ બચાવવા ગલઢેરો રજપુત ગામડે ગામડે ફરે છે. જ્યાં જાય છે ત્યાં "**મોતનાં વેલડા**"ની વાત સાંભળી સહુ કોઈ જાકારો દઇ રહ્યું છે. જુનાગઢના નવાબનું નામ સાંભળી સહુની ફે ફાટી જાય છે. કોઈ પણ જુનાગઢનું નામ સાંભળતા જ વેલડું છોડવાની હામ ભીડી શકતું નથી ગામે ગામ રખડીને હવે પરથવી પર કોઈ રજપુત બચ્ચો રહ્યો ન હોય તેની ખાત્રી ગલઢેરા રજપુતને થઇ ગઈ છે. તેથી આજ રાત પહેલાં જો કોઈ વેલડું ન છોડાવે તો ભગવાનને કમળ પુજા આપવાનો નિશ્ચય કરી રજપુત બચ્ચો ઘડપણમાં પણ જવાનની જેમ હાલ્યો જાય છે.

સમી સાંજનો વખત થઇ ગયો છે. રૂંઝું કુંઝું વળી ગઇ છે. સુરજ દેવતા મેર બેસવાની તૈયારી કરી રહ્યા છે. તે વખતે એક ગામના ચોરા પાસે થઈને બે વેલડાં વટયા. રાતના

વખતે ગામમાં ઉતારો કર્યા વગર વેલડાને ચાલ્યા જતા જોઇ ચોરે બેઠેલા ડાયરાને આ ઠીક નહીં લાગવાથી ડાયરાના મુખીએ પડકારો કર્યો " એ ગાડા ખેડુ ! વેલડા ઉભા રાખો. આજની રાત અહીં જ વીતાડીને આગળ જજો." આમ ચોરાપર બેઠેલ ભરાવદાર થોભીયાવાળા પડછંદા શરીરના આદમીએ જેનું નામ હેવો કોટીલો હતું તે બોલ્યો.

વેલડાને ઉભા રહેલા જોઇ આગળ હાલ્યા જતાં ગલઢેરા રજપુતે ત્યાં આવીને ગાડાખેડુ પ્રત્યે કહ્યું " વેલડા કેમ ઉભા રાખ્યા છે ? જલ્દી હાંક ભાઈ! મોતનો વખત વીયેં જાય છે."

ગલઢેરા રજપુતના આ વેણુ સાંભળી તરતજ ગાડાખેડુએ વેલડા ચાલુ કર્યો. વેલડાને ચાલ્યા જતાં જોઈ ચોરા પર બેઠેલા બે ચાર ગરાસીઆઓ ઉતરીને વેલડાની આગળ ઘોડી પર અસ્વાર થઇને ચાલ્યા જતા રજપુત પાસે આવી બોલ્યા " ભાભા ! આજની રાત અમારી પરોણાંગત માણો ને વેલડા છોડો."

" ભાઇઓ ! એ વેલડા એમ છુટે તેમ નથી."

" તારે કેમ છુટશે ? જેમ કો તેમ કરીએ. પણ આંગણે આવો મે'માન વાળુ કર્યા વગર જાય તો અમારો ધરમ જાય ને !"

" એ તો માથું આપવાને જે રજપુત બચ્ચો તૈયાર હોય એને ત્યાં આ વેલડા છુટશે. આજકાલ ચુડલી પે'રી બેઠેલા ગરાસીઆને ત્યાં નહીં ! આખી પરથવી પર મેં કોઇ એવો પાણીઆળો રજપુત નથી જોયો જે આ વેલડા છોડાવવાની હીંમત કરી શકે ? ને ખરો રજપુત બચ્ચો, ખરૂં રજપુતનું બીજ હોય તેજ બાઇઓની લાજ આબરૂં ચુંથાતી બચા-

વવા જીવનનો મોહ છોડી પોતાની જાતનો ભોગ આપીને વેલડું છોડાવને ? હું પરથવી પર રાણી જાયો કોઈ જોતો જ નથી. નહીંતર આમ થાય કે ?"

"ભાભા ! આમ જેમ આવે તેમ ફાટે ડાચે શું બોલ્યે જાવ છો. અમે રાણીજાયા રજપુત નથી તો કોણ છીએ ?"

"ભાઈ! ઇ તો ખરે પારખું થાય."

"તો અમે ઈ પારખું આપવાને તૈયાર છીએ. પણ ભાભા મશ્કરી છોડી કો તો ખરાં કે એ કોના વેલડાં છે ?"

"જાણવું છે ? હૈયે હીંમત છે ? જો જો પછી ડરી જતા નહીં ?"

"રજપુતનો દીકરો જો ડરી જાય તો ઈ રજપુત શાનો ? તમે બેલાશક ઇ શેના વેલડા છે ઇ જણાવો."

"મોતના, મોતના હવે સમજ્યા કે નહીં. આ "મોતના વેલડા" છે." ભાભા બોલ્યા.

"અરે ભાભા ! ઘરડે ઘડપણે પણ મશ્કરી સુજી ?"

"મશકરી નથી ભાઇ ! એ તો ખરેખર "મોતના વેલડા" છે." આમ કહી ગલઢેરા રજપુતે તેઓને બધી વાત જણાવી દીધી.

આ વાત જાણ્યા પછી. રજપુતની બેટીની આબરૂ લેવાના જુનાગઢના નવાબના વિચારે દેવા કોટીલાના અંગે અંગ ઝણઝણાવી મુકયા. શું હજી પૃથ્વી પર રજપુતનું નામ નીશાન નથી રહ્યું કે એક તરકડો એની બેટી તરફ નજર નાખે " આ વિચારે તેના દીલને હલમલાવી નાખ્યું તેથી દેવો કોટીલો તાડુકી ઉઠયો " ભાભા ! એમ છે ત્યારે તો વેલડાં અહીંયાજ છોડો. પાલીતાણાની દીકરી તે મારીજ દીકરીઓ છે. ને ઈ જુનાગઢના નવાબને રજપુતનું પાણી જોવું હોય તો ભલે

હાલ્યો આવે. શું દુનીયામાં હજી રજપુતનો દકાળ પડી ગયો છે કે અમારી પારેવા જેવી દીકરીઓના એક ભવમાં બે ભવ કરવાનો ઈ જુનાગઢવાળો વિચાર કરી શકે ? ભલે ઈ પાણી-આળો હાલ્યો આવે અમે તેને અમારી રજપુતાઇના રંગ દેખાડવાને તૈયાર છીએ. ભાભા ! તમે તારે ટાઢે હૈયે વેલડાં છોડો. જુનાગઢવાળો આવશે ત્યારે જોયું જાશે."

વીર દેવા કોટીલાએ જુનાગઢના નવાબના નામનો ભે રાખ્યા વગર એક રજપુતને છાજતા ગુણોને બીરદ સાચવી જુનાગઢની બીકથી ફેફાટી જતા કોઇએ નહીં સંઘરેલા વેલ-ડાઓ છોડાવ્યા ને જગદંબા જેવી દીકરીઓને ગલઢેરા રજ-પુતને કમળપુજા ચડાવતા બચાવ્યા. ધન્ય છે આવા રજપુત વીરની જણનારીને જેણે પારકાની દીકરીઓને પોતાની દીકરી ગણી તેના પર ચડી આવેલ કટક પોતાના પર વોરી લીધું.

# મીઠો રાવળ

ચૈત્ર વૈશાખના ઉના વાયરા વાય છે આસમાનમાંથી સુરજ મા'રાજના સગળતાં ભાલાં વરસે છે. માળામાં બેઠેલ પારેવાં પણ સસડીને પ્રાણ છોડે છે. એવે ધોમ ધખતા ઉનાળે વગડાનાં ઝાંઝવાના નીરને નદી કે સરોવર સમજીને પાણીની આશે મોટી મોટી ફલાંગો ભરતો એક માનવી ઉભા રણુ વગડે દોડયો જાય છે, પાણીની તરસે આંખે અંધારા આવતાં જાય છે અંગ પર વગડાની ધુડના થરના થર બાઝયે જાય છે તોયે ટીપા પાણી માટે વલખા મારતો માનવી આગળ દોડયો જ જાય છે.

આમ દોડયો આવતો માનવી તરસને લીધે જેનું મોઢું સુકાઇ ગયું છે, ગળામાં સોષ પડે છે તે સૂરજ દેવતા મેર બેસતા અને મંદિરોની ઝાલર પર ડંકા પડતાં અમદાવાદના પાદરમાં આવી પહોંચ્યો.

તરસ્યે કંઠે સુકાઈ જાય છે તોયે રાતની રાત પડયા રહે-વાનો વિસામો ગોતતો આ માનવી જેનું નામ મીઠો રાવળ હતું તે એક ધરમશાળા પાંસે આવી પહોંચ્યો.

ધરમશાળાના રખવાળે તેના દિદાર પરથી જ બ્રાહ્મણ જેવો માની તેને પુછયું " ગોર મા'રાજ છો કે ?"

"હા ભાઇ! છું તો બામણનો દિકરો. જરા પાણી પાવ તો ઠીક તરસ્યે મારો કંઠ સુકાઈ જાય છે—મારો જવ

નીકળી જાય છે" આમ બોલતાં બોલતાં જેમ પોટલો પડે તેમ ભફ્ દઇને ત્યાં પડયો.

રખવાળને બ્રાહ્મણની દયા આવતાં પાણી લાવી આપ્યું. એક બે લોટા પાણીના ગટગટાવી રખવાળને આશિરવાદ દેતાં મહારાજ બોલ્યા 'કાશીની જાતરા કરવા નીકળ્યો છું રસ્તામાં સંઘથી જુદો પડી ગયો છું આજની રાત પડયા રે'વા એકાદ ગોદડાનો ગાભો આપી બામણની દુવા લેશો ?

"કેમ મા'રાજ ભુખ્યાજ સુઈ રે'શો ?" ધરમશાળાના રખવારે પૂછયું.

"શું કરૂં ભાઈ! સામાન તો બધો સંઘ ભેળો ગયો અજાણ્યો મલક તેથી પેટનો ખાડો કેવી રીતે પુરૂં ?" બ્રાહ્મણ બોલ્યો.

"મા'રાજ બ્રાહ્મણની નાત જમતાંયે તમે ભુખ્યા સુઇ રહેશો ? એમ તે ભુખ્યા રે'વાય ? કે'તા હો તો હું બતાવવા આવું પણ બામણના દીકરાને ભુખ્યો રે'વા દેવાય" ભોળા દીલના કાલાઘેલા રખવાળે કહ્યું.

નાત અને લાડવાનું નામ સાંભળતા જ બ્રાહ્મણના મોંમા પાણી છુટયું તેથી તે ત્યાં રખેવાળ પાસે કપડાં રાખી સાથેની પોટલીમાંથી ઘેટાની ઉનની ધરકંતામણની કામળી પે'રી હાથમાં પાણી પીવાનું તુંબડું લઇને રખવાળ પાસેથી ઠેકાણું લઇને પુછતો પુછતો ગામ તરફ જવા લાગ્યો.

નાતનું નામ દઇ પુછતો પુછતો મીઠો રાવળ તો થોડા વખતમાં જ્યાં નાતની પંગતો પડી હતી ત્યાં આવીને બ્રાહ્મણોની પંગતમાં સરણેશ્વર મહાદેવનું નામ લઇને બેઠો.

અમદાવાદના સુધરેલા બ્રાહ્મણો મુગટા અને રેશમી પીતાંબર પહેરી કપાળમાં પટીઆ પાડી છેલછબીલા બનીને એક

પછી એક આવતા હતા. તેઓ બધાય આ ઘુંટણ સુધી પહોંચતી ધાબળીવાળા અને હાથમાં પાણીની તુંબડીવાળા મીઠા રાવળને મા'રાજ જરા આધા બેસો જરા આધા બેસો એમ કહી જગ્યા લીધે જાતા હતા. જે નવો આવે તે "મીઠા રાવળ"ના આ દેદાર જોઈ તેને આધો આધો ખસેડીને બેસવા લાગ્યો. પારકા પરદેશમાં બોલા ચાલી કરવી ને તે પણ એકલા પંડે તે "મીઠા રાવળ" ને ઠીક નહી લાગતાં તેઓ આઘે આઘે ખસી બધાયને જગ્યા આપે જતા હતા.

આમ ખસતા ખસતા મીઠો રાવળ છેવાડે આવી પહોંચ્યા. આ જોઇ 'મીઠા રાવળ' ની આંખ લાલચોળ થઇ ગઈ. તેના ભવા ચડી ગયા. કપાળમાં કરચલી વળી ગઈ અને શંકર ભગવાને કેમ જાણે પૃથ્વીને બાળીને ખાખ કરી દેવા ત્રીજું લોચન ન ઉઘાડયું હોય તેવું સ્વરૂપ થઈ જતાં તે મનમાં બોલી ઉઠયો 'શું હું હળવદનો બામણ આમ છેવાડે બેસીને, એઠું ખાઉં કે ? એના કરતા તો ભુખ્યા પેટ કયાં પડી જાય છે." આમ વિચાર કર ઉઠીને ચાલ્યા જવાનો વિચાર થયો પરંતુ આમ મુંગે મોંએ ચાલ્યા જવામાં પણ ગામને નાનપ લાગે તેવું જણાતાં અને પારકા પાદરમાં કાંઈ ધાંધલ કે કજીયો કંકાસ કરવા સારા નહીં તેમ જણાતાં ને હળવદનો બ્રાહ્મણ છું માટે કંઇક કરી તો દેખાડું જ એમ મન સાથે ઠરાવ કરી બાજુમાં પડેલી પાણીની ભરેલી તુંબડી ફોડી નાખીને "ઓ ઓઓો ...મારી તુંબડી રે" આમ કહીને મોટે સાદે કેમ જાણે કોઈ મરી ન ગયું હોય એમ રડવા લાગ્યા.

બ્રાહ્મણને રડતો જોઈ નાતના પટેલીઆ ત્યાં આવી પહોં-ચ્યા અને તેને રડવાનું કારણ પુછતાં તુંબડી મરી ગઇ તેમ

જાણી મીઠા રાવળને ગાંડો ધારી બધાય ખડખડ હસી પડ્યાઃ

પટેલીઆમાંનો એક "મીઠા રાવળ"ની ઠેકડી કરતો બોલ્યો "મા'રાજ તુંબડીમાં તે કંઇ જીવ હતો તે મરી જાય? અને જો સાચે સાચ મરી ગઈ હોય તો તેનું શું કરશો?"

પોતાને હવે ઉત્તર આપવાનો લાગ આવેલો જોઇ 'મીઠા રાવળ' બોલ્યા, "એનું શું કરીશું એમ? એને અગ્નિ સંસ્કાર કરવા પડશે."

"અરે! કંઇ ગાંડો તો નથી થયો ને! તુંબડીને તે વળી અગ્નિ સંસ્કાર હોય? શું તે કંઇ માણસ છે?"

"તુંબડી જતાં 'મારૂં તો ઘરનું માણસ મરી ગયું હોય તેવું મને હૈયામાં દરદ થાય છે. વોય રે મારી તુંબડી! કાશીમાં ના'વાનું તારા નશીબમાં નો'તું તે તેં અહીં આ દેહ પાડી. વોય રે મારી તુંબડી' આમ કહીને 'મીઠા રાવળે' તુંબડીનો હુઠવો મૂક્યો.

"ઠીક ત્યારે ભાઈ જેવી તમારી મરજી, લાવો લાકડા ને તમારી તુંબડીને અગ્નિ સંસ્કાર કરીએ પછી કંઈ છે?" એક ટીખળી જવાન ટીખળ કરતાં બોલ્યો.

આ ટીખળ સમજી જતાં મીઠા રાવળે કહ્યું "જવાન! મારી તુંબડીનો તે કંઈ એમ અગ્નિ સંસ્કાર થવાનો છેઃ લ્યો આ રૂપીઆ અને લઇ આવો અગર ચંદનના લાકડા ને ઘી" ટીખળી જવાનના હાથમાં કેડેથી કોથળી કાઢી તેમાંથી દસ રૂપીઆ મુકતાં 'મીઠા રાવળ' બોલ્યા.

આ સાંભળતાંજ ટીખળ કરનારનું મ્હોં સીવાઇ ગયું.

મીઠા રાવળે અગર ચંદનના લાકડા તથા ઘી મંગાવી તુંબડીને અગ્નિ સંસ્કાર કર્યો. તેનું દસમું-અગીઆરમું સરાવ્યું

અને બારમાના દિ નાતના પટેલીઆઓને બોલાવીને 'તુંબડીની પાછળ' નાતના નોતરા આપ્યા.

અમદાવાદના બ્રાહ્મણો તો આ ઘુંટણ સુધીની ધાબળી-વાળાને તુંબડીવાળા હળવદના બ્રાહ્મણની હીંમત જોઈ હેબ-તાઈજ ગયા. 'મીઠા રાવળે' ઉપરા ઉપરી ત્રણ અમદાવાદની નાત તુંબડી પાછળ કરી નાતના પટેલીઆ પાસે કબુલ કરાવ્યું કે કોઈ પણ સ્વજ્ઞાતિનો બ્રાહ્મણ આવે તો તેની મારા જેવી સ્થિતિ ન કરવી.

'મીઠા રાવળે' આવી રીતે તુંબડી પાછળ નાત કરીને અમદાવાદના બ્રાહ્મણની ખો ભુલાવી દીધી અને તેનું નામ લેણું રાખવા માટે એક તાંબાનો દેગડો કરાવી આપી મીઠા રાવળ કાશીની જાત્રાએ જવાને ચાલ્યા ગયા.

# ગર્વ ખંડન

હળવદના રાજસાહેબની દોમદોમ સાહ્યબી ચાલે છે. રાજની આબરૂ સુરજ મા'રાજના અજવાળાની જેમ મલક આખામાં પથરાઇ ગઇ છે. રાજસાહેબનું નામ સાંભળતા ભલભલાના કાળજા કંપી ઉઠે છે. વસ્તી લીલાલેર કરી રહી છે. ચોર બારવટીઆને જરાપણ ભો નથી. રાજ સાહેબે વીણી વીણીને તેઓની જડ ઉખેડી નાખી છે.

પરભાતનો પહોર છે. સુરજ મા'રાજ તેમની રાણી રના દેવ સાથે રથમાં બેસી આકાશમાં ઘોડા પુરપાટે દોડાવ્યે જાય છે. કચેરીનો સમય થઇ ગયો છે. રાજસાહેબ મેતા મુત્સદ્દીઓના કામના લેખાં લઈ રહ્યા છે, તેવામાં ત્યાં અલકમલકમાં જીત મેળવી પોતાના શરીર બળનું અભિમાન ધરાવતો અને અલકમલકના મલને હરાવી તેમની પાસેથી સોનાનું પુતળું લઇ મદમાં છકી ગયેલ મલ હળવદના ગોંદરે આવી પહોંચ્યો.

ગામના દરવાજામાં પેસતાં જ તેને અપશુકન થયાઃ તેનું ડાબું અંગ ફરકવા લાગ્યું પરંતુ તેને નહીં ગણકારતાં તે ચાલ્યો જતો હતો, તેવામાં તેને બીલાડી આડી ઉતરી. આથી તેના પેટમાં ધ્રાસ્કો પડયો છતાં પણ તેની હઠમાં મક્કમ બની તે દરબાર ગઢમાં આવ્યો અને રાજ સાહેબને સલામ કરીને બોલ્યો " અઢારસો ઝાલાવાડના ધણી ! મલક આખામાં દરેક

રાજના પે'લવાન કે શરીર બળ ધરાવનારની હારે લડી જીતતો જીતતો પુતળા લેતો આવું છું તમે ય કાંતો લડનારો આપો નહીતર પુતળું આપો એટલે હું અહીંથી બીજે ક્યાંઈ હાલ્યો જાઉં."

કદાવર શરીર અને દરેકની નજર ખેંચે એવા ભરાવદાર અવયવો વાળા માણસને આમ બોલતો જોઇ રાજસાહેબનું તેના તરફ ધ્યાન ખેંચાતા જાણતા હતા તો ય રાજસાહેબે તેને ત્યાં આવવાનું કારણ પૂછ્યું.

આથી ગર્વમાં ફુલાઈ જતાં તે બોલ્યો, "અલકમલકના શરીર બળમાં બળવાન હોવાનો દાવો કરતાં માનવીઓને હરાવી સોનાનું પુતળું લેતો આવું છું તેથી કાંતો લડનાર આપો, નહીંતર સોનાનું પુતળું આપો." ગર્વમાં આવી જતાં મલ બોલ્યો.

આંખ વીચીને ઉઘાડે એટલી વારમાં લોઢાના થંભ જેવી કાયાવાળા અને પાડાની કાંધ જેવા માણસ તરફ બાજના જેવી ચકોર નજર ફેરવી રાજસાહેબ બોલ્યા, "નકામો ગરવ છોડી આવ્યો છે તેવો જ ચાલ્યો જા ને; નહીંતર તને ખબર છે કે આ તો બ્રહ્મપુરી છે ? તેણે ભલભલાના ગરવ ઉતારી નાખ્યા છે. હજુ સુધી એવો કોઇ પાણીઆરો જન્મ્યો નથી જે હળવદની આબરૂ લઇ ગયો હોય. ને ન કરે નારાયણને તારે આ પુતળા અહીં રાખી જવા ન પડે માટે માનસહીત બીજે ક્યાંય ચાલ્યો જા." રાજસાહેબને હળવદના બ્રાહ્મણના શરીર બળની ખાત્રી હોવાથી મલને કહ્યું.

"પુતળા તો બધા આ હાથનો મેલ છે. આબરૂ કરતાં કોઈને પુતળા વાલા થયા છે કે થશે ? ને પુતળા જશે તે

લડયા પછી જશે ને ? ને હરાવનાર મરદના તમારી બ્રહ્મપુરીમાં દરશન તો થશે ને ?"

મલને તેના વિચારમાં દઢ જોઇ મે'માનને મે'માનગતી ભોગવવા એક નોકરની સાથે મોકલાવી દીધા પછી રાજસાહેબ કચેરીમાં બેઠેલાઓની પ્રત્યે બોલ્યા, "આજે કોઇ લડનાર નહીં મલવાથી તમારી ને મારી બેયની લાજ જાય તેમ છે. તમારી નજરે એવો કોઇ છે જે આને પુરો પડે ? આ ગરવમાં છકી ગયેલા મલના ગરવનું ખંડન કરી એને મોં લુતો બનાવે ?" રાજસાહેબને પુતળું આપવાનું માથાના ધા જેવું લાગતું હોવાથી બોલ્યા.

આ વાત સાંભળતાજ સહુના મ્હોં શાહી જેવા કાળા મસ થઇ ગયા. કોઈના મ્હોં પર નુરનો છાંટોય ન રહ્યો. જાણે એ કોઇ માનવી જ નહીં પણ જીવતા પ્રેત. રાજસાહેબને જવાબ આપવા કોઇની છાતી ચાલતી નથી દરેક જણ રાજની ને ગામની જતી લાજઆબરૂ બચાવવા શું કરવું તેના મનસુબા કરી રીયા છે એવામાં એક જણ છાતી કઠણ કરીને બોલ્યો "આપણે આ વાતનો ઢંઢેરો જ પીટાવો કે પત્યું ? કોઇને કોઇ ચીંથરે વીંટયું રતન નીકળી આવશે. આ ગામના ટીંબાના ધણી શરણેસર મા'દેવ ગામની લાજઆબરૂ નઇ જવા દે."

બીજો કોઇ ઇલાજ નહીં હોવાથી રાતના ઢંઢેરો પીટાવાનો હુકમ કરી રાજ સાહેબ રાજમહેલ તરફ ચાલ્યા ગયા.

(૨)

સુરજ મા'રાજની રૂંઝું કુંઝું વળી ગઇ છે. મંદિરોમાં ઝાલરને માથે ડંકા વાગી રહ્યા છે. એવામાં ધણુંગ ધણુંગ કરતો ઢોલ વગાડતો વગાડતો ▬ ઢંઢેરો ફેરવતો ફેરવતો શેરીએ શેરીએ

ફરે છે. ઢંઢેરો સાંભળતાં જ ગામના માણસોના હોશ કોશ ઉડી ગયા છે. ગામની લાજઆબરૂ જવાનો વખત આવેલો જોઇ બધાયના હૃદય ફફડી રહ્યા છે. રાજસાહેબની લાજ આબરૂ તે વસ્તીની લાજ આબરૂ છે. તેને કેવી રીતે જાળવવી તેના જ વિચારમાં સહુ પડયા છે.

ઢંઢેરો પીટતો પીટતો જ્યારે બ્રાહ્મણોની શેરીમાં આવી પહોંચ્યો ત્યારે ઢંઢેરો સાંભળતાં જ બ્રાહ્મણોનાં રૂંવે રૂંવા ઉભા થઇ ગયા. મ્હોં લાલચોળ થઇ ગયા ને કપાળે કરચલીઓ પડી ગઈ ને સહુ રાજ સાહેબની આબરૂ કેમ જાળવવી તેનો વિચાર કરવા લાગ્યા. એવામાં સહુની નજર એકાએક પોતાના કામમાં જ રચ્યોપચ્યો રહેતા પરસોતમ પંડયા તરફ ગઇ. તે સહુની નજરે ચડયો. આખું ગામ તેના રાક્ષસી બળને જાણતું હતું; તે એકલો જ આ મલને પાણી પાય. આભના તારા પણ બતાવી આપે; ને હુળવદના ઝાડવાનું પાણી ને રાજસાહેબની વસ્તીની લાજઆબરૂ રાખે એવું જણાતાં સહુના મ્હોં મલકી ઉઠયા. પેટમાં ટાઢા હીમ જેવા શેરડા પડયા, મ્હોં મરક મરક થવા લાગ્યા ને પરસોતમ પંડયાનું નામ રાજ સાહેબને જણાવવાનું નક્કી કરીને સહુ જુદા પડયા.

રાતને કંઇ જાતાં વાર લાગે છે ? વીજળીના ઝબકારાની જેમ પળવારમાં રાત વઈ ગઇ ને સુરજદેવતા તેમના કંકુવરણા પગલા કરી જગતના માણસોને તેમના જેવા મહેનતુ થવાની ભલામણ કરતાં આકાશમાં આગળ દોડવા લાગ્યા.

કચેરીનો વખત થઈ ગયો છે. હેગડાઠઠ કચેરી ભરાણી છેઃ તેવામાં બ્રાહ્મણોએ આવી આશિર્વાદ આપી ને મલની સાથે જો કોઇ લડી શકે તેમ હોય તો 'પરસોતમ પંડયો જ' છે તેમ જણાવ્યું.

આ સમાચાર સાંભળતાં રાજસાહેબનું મોં પણ મલકયું: તેમના હૃદયમાં આનંદ થયો. કારણ કે મલ્લને સોનાનું પુતળું આપતાં રાજસાહેબને પણ માથાના ઘા જેવું લાગતું હતું તેથી આ બ્રાહ્મણોની વાત પર કંઇક વજન મુકવા જેવું જણાતાં રાજસાહેબે તેની કીંમતની બરાબર આંકણી કરી લીધા પછી તાબડતોબ રાજસાહેબે એક અસ્વાર પંડયાને બોલાવી લાવવા રવાના કર્યો.

વાડીમાં પણ પોતાની શક્તિના પડછંદા બોલાવતો "પરસોતમ પંડયો" કુદરતની સાથે નિર્દોષ રમત રમતો રમતો પોતાનું કામ કર્યે જતો હતો. કેમ જાણે આખી ધરતીનું ડગળું જ ન ઉપાડી લેવાના કોડ હોય તેમ વાડીની ભોંમાં કોદાળીના રણકારા બોલાવતો, તે કામ કરતો હતો; તેવામાં ત્યાં અસ્વાર આવી પહોંચ્યો ને તેને રાજ સાહેબ બોલાવે છે એમ કહ્યું.

એક તો બ્રાહ્મણની જાત અને તેમાંયે પોતાના શરીર બળનું અભીમાન. આવો નર તે કાંઇ અસ્વારથી ગાંજ્યો જાય ? તેણે તો જરાપણ ડર રાખ્યા વિના ચોખુંચટ અસ્વારને સંભળાવ્યું "કાંઇ વાંક ગનો કર્યો છે કે કચેરીમાં આવશે ? જા નથી આવતો. પણ જો બ્રાહ્મણ તરીકે રાજસાહેબ તરફથી જમવાનું નોતરૂં જ દેવા આવ્યો હોય તો રાજ સાહેબને કહેજે કે બે કલાકમાં કામ આટોપીને આવે છે."

પરસોતમ પંડયાના આ વેણ સાંભળી અસ્વારને ગુસ્સો આવ્યો પરંતુ તે રોકતાં બોલ્યો "અહીંઆ લાજ જવા બેઠી છે—નાક કપાઇ જાય છે તોયે તારે તો લાડવાનીજ પડી છે. તને આવું બોલતાં શરમ નથી આવતી ?"

"હેં ! કોનું નાક કપાય છે !" વાતમાં કાંઈ રસ પડતાં કોદાળીના હાથાપર કોણી મુકતાં પંડયો બોલ્યો.

"મલ આવ્યો છે મલ."

"શું કહ્યું ? મલ આવ્યો છે ? હો, હો તે ભલેને આવ્યો એમાં આપણા બાપનું શું જવાનું છે."

"શું જવાનું છે ? તારા બાપદાદાની તો ઠીક પણ આખા ગામની આબરૂ જવા બેઠી છે. નાક કપાવાનો વખત આવ્યો છે."

"એલા ! ઈ મલ આવ્યો એમાં નાક કેમ કપાવાનું હતું ?"

"કેમ ન કપાય ? એને આપણે લડનારો ન આપીએ તો કપાય કે નહિ ?"

"તે લડનારો ન આપો તો કપાયે ખરૂં, અને ઠામુકુંયે વઢવાઇ જાય પણ એમાં અહીંઆ શું કામ આવ્યો છે ?"

"અલ્યા પંડયા ! એમાં દાંત શેનો કાઢે છે. મલ સોનાનું પુતળું માગે છે ઇ આપે તો અઢાર સો ઝાલાવાડના ધણીનું નાક કપાઈ જાય કે નહી ? મલ આપણી આબરૂ ન લઇ જાય તે માટે તો તને રાજસાહેબે બોલાવવા મોકલ્યો છે."

"એમકે ? ત્યારે તો જમાદાર ! જાવ. રાજસાહેબને કહેજો કે મલને સોનાનું પુતળું જોતું હોય ને તમારે તમારી આબરૂની ખેવના હોય તો મારી વાડીએ આવો. હું કોઇ તીંયા આવતો નથી." આમ કહી તે પહેલાની માફક કામ કરવા લાગ્યો.

કચેરીમાં પંડયાની વાત સાંભળતાં જ મેતા મુત્સદીઓ રાજસાહેબનો ગુસ્સો આજ પંડયા ઉપર નક્કી ઉતરશે, તેવું ધારી રાજસાહેબના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યા હતા પણ પંડયાના

ઉપલા વેણુ સાંભળતાં જ રાજસાહેબ ખડખડાટ હસી પડયા. આથી બધાયના હૃદયમાં નીરાંત થઇ.

પળ એકમાં ગરૂડની માફક ચકરવકર આંખો ફેરવી રાજ-સાહેબ બોલ્યા, " ધન્ય છે પરસોતમ પંડયાની જણુનારીને; કોઈની શેહમાં ન દબાતાં તેણે મને સાચુંજ કહેવરાવ્યું. તમે સઉ પરસોતમ પંડયાની વાડીએ મલને લઇને જાવ: એટલામાં હું પણ આવું છું" આમ કહી રાજસાહેબ કચેરી છોડી ગયા.

ગામમાં આ વાતની વા વેગે જાણ થતાંજ સહુ ટોળેને ટોળે વળીને પરસોતમ પંડયાની વાડી તરફ જવા લાગ્યા. સૂરજ મા'રાજ પણ કોપ કરીને લાલચોળ ધગધગતા અંગારા વરસાવે છે. છતાં પણ પંડયા ને મલની કુસ્તી જોવાની તરસ છીપાવવા ગામના સઉ ન્હાના મોટા પંડયાની વાડી તરફ ચાલ્યા જાય છે.

થોડાજ વખતમાં તો પંડયાની વાડી પાસે હેઅડાઠઠ ગરદી જામી ગઇ. ધક્કામુક્કી થવા લાગી. સહુ કોઇ રાજસાહેબની કાગના ડોળે વાટ જોવા લાગ્યા. રાજસાહેબ આવી પહોંચતાંજ બંને હીરાઓને તેનું પાણી બતાવવાનું કહેવામાં આવ્યું.

મલનું રાક્ષસ જેવું શરીર, થાંભલા જેવા પગ ને પાડાની કાંધ જેવી ડોક ને મોટા મોટા ડોળા જોઇ સઉ હેબતાઇ ગયા. આ રાક્ષસ જેવાને સુકલ લકડી પંડયો કેમ પુરો પડશે ને એનો "ગરવ ખંડન" કેમ કરશે તેની ફીકર થવા લાગી. પંડયાની જીતમાં રાજસાહેબ ને ગામની આબરૂ રહે તેમ હોવાથી "પરસોતમ પંડયા"ને જીતાડવા સૌ શરણેશ્વર મા'દેવનું રટણ કરવા લાગ્યા.

રાજસાહેબનો હુકમ થતાં જ મલ બરાડી ઉઠયો "ઘા કરો."

" ના, ભાઇ તુંજ ઘા કરી લેને કે તારા મનની મનમાં ન રહી જાય." પંડયાએ જવાબ આપ્યો.



"દેશ પરદેશના મલો ને હરાવી પુતળું લેતો હાલ્યો આવું છું; કાં તો પુતળું આપો નકર લડનાર આપો"

"ગર્વ ખંડન"

"હવે ડંફાશ મારવી મુકીને ઘા કરી લેને, નહીંતર હાડકા ખોખરા થઈ જતાં પાણી યે નહીં માગે." ગરવમાં છકી ગયેલો મલ બોલ્યો.



"ના, ના, એમ થાય કે? તમારી જ ભલેને હોંશ પુરી થાય. પછી તમારા મનમાં એમ ન રહી જાય કે હુળવદ તમારા કોડ પુરવામાં પાછું રહ્યું હતું. એવો વસવસો શું કામ રાખવો જોઇએ?" પંડયાના આ વેણ મલને હાડોહાડ લાગી ગયા, તેથી તેણે દોટ મુકીને પંડયાને પકડયો. પંડયો સુકલ લકડી હતો પણ મલથી ગાંજ્યો જાય એવો નહતો. બંન્ને વચ્ચે ધમાચકડી થઇ, પળપળમાં રંગ બદલાવા લાગ્યા. ઘડીમાં પંડયો તો ઘડીકમાં મલ જીતતો હોય એવા રંગ દેખાવા લાગ્યા. એવામાં લાગ જોઇને મલે પંડયાના ખભાપર ગુસ્તો માર્યો. ગુસ્તો વાગતાં જ પંડયાનો ખભો ઉતરી ગયો પણ તેથી જરા પણ નહીં ગભરાતાં પંડયાએ એક કોર પડેલો ખરાંપો ઉપાડી લીધો ને ખંભામાં ભરાવી આંખ વીંચીને ઉઘાડે એટલી વારમાં તો હાથને ચડાવી દીધો.

હાથ ચડાવી, ટીખળ કરતાં પંડયો બોલ્યો, "કેમ દોસ્ત! હવે તો મારો વારો આવ્યો ને? આ સાજા હાથે મુક્કો મારૂં ને ન કરે નારાયણ ને તને કંઇ થાય તો મારી જનેતાનું ધાવણ લાજે ને હુળવદ ને રાજ સાહેબને કાળી ટીલી બેસે માટે જે હાથ તમે ખોખરો કર્યો છે તેજ હાથ જરા અજ-માવું છું." આમ કહી શરણેશ્વર મહાદેવનું નામ લઈ એક પળ પહેલાં ઉતરી ગયેલા હાથનો એવો મુક્કો માર્યો કે મલના ત્યાં જ રામ રમી જતાં, તેનો રાક્ષસ જેવો દેહ કડડડ ભુસ કરતો નીચે પડયો.

"પરસોતમ પંડયા"નું આ પરાક્રમ જોઇ ત્યાં ભેગા થયેલા માણસોના હૃદયમાં હરખ ઉભરાઇ જવાથી બધાયે તેને ફુલે વધાવ્યો. રાજસાહેબની છાતી પણ ગજ ગજ ફુલાઇ ગઇ તેથી તેઓ વાજતે ગાજતે સામૈયું કરીને પંડયાને ગામમાં લઈ ગયા અને વીર નરની કદર કરી.

મલનો "ગર્વ ખંડન" કરનારી આ વીરત્વની ગાથા ગાતી કથા હજુ પણ હળવદના સરોવરના તીર પાસે આવેલ વહોરાઓની શ્મશાન ભૂમિ જે-"મુલ્લાકાજી"ના નામે ઓળખાય છે, તેની બાજુમાં આવેલ પંડયાની વાડીમાં આવેલ મલની ખાંભી પંડયાના યશોગાન ગાઇ રહી છે.

# વટે ચડયો

મેધરાજના મે'રથી ધરતી ચારે કોર જળ બંબાકાર થઇ રહી હતી. જ્યાં નજર નાખો ત્યાં બધેય લીલુંછમ જણાતું હતું. વરસાદ સારો થવાથી બધાય ખેડુના મનમાં ટાઢક હતી. પોતાની વાડીમાં ઉગી નીકળેલો પાક જોઇ અંતર હીલોળે ચડતું હતું.

રાત દાડો ઉજાગરા કરી, શરીરને ઘસવી નાખીને કરેલી લીલીછમ વાડીના છોડને પાણી પાતો એક રજપુત કોશ હાંકતો હાંકતો કલવર કરી રહેલા પક્ષીઓના આનંદમાં આનંદ માણતો હીલોળા મારી રહ્યો છે ત્યાં એકાએક ગામના કારભારીનો માણસ આવી પહોંચ્યો ને આ કીચુડ કીચુડ એવા કાનને મીઠા લાગે તેવા કડાકા બોલાવતા આનંદની મોજ માણતા રજપુતને કહ્યું દરબાર ! કારભારીના ઢોર માટે ચાસટીયો આપો, આજે તમારો વારો છે. જુવોને વાડી કેવી ચાસટીયો માથોડા ભર થઇ ગયો હોવાથી દીપી નીકળી છે, કેવો લીલોછમ આંખને ઠારે તેવો ચાસટીઓ વાની હેલે ચડીને ડોલી રહ્યો છે.

મહામહેનતે રાતદિના ઉજાગરા કરી પેટે પાટા બાંધીને કરેલી વાડીમાંના લીલાછલ ચાસટીયા પર કારભારીની કુડી નજરને ચોંટી ગયેલી જોઈ રજપુતની આંખો લાલચોળ થઇ ગઇ. હરામનું ખાઇ ગરીબોને ડુભાવનાર કારભારી પર રજપુતનો ગુસ્સો ઉતર્યો. તેણે કારભારીને નવો પાઠ ભણાવવાનો મનસુબો કર્યો. ભગવાનની મે'રથી વાડીમાં સારો પાક આવવાથી રજપુતનું

હૈયું ખુશી ખુશી થઈ ગયું હતું. એમાં આ વિપત્તિ આવી પડવાથી તેના અંતરમાં દુઃખ થયું. પણ રજપુતે કોઇ પણ રીતે આજે કારભારીને દાણા દેખાડી દેવાનો પાકો ઠરાવ કર્યો હતો તેથી તેણે કહ્યું.

"કેમ! આ લીલાછમ ચાસટીઆની વાડી કારભારીના બાપનો માલ છે તે અહીંઆ આવ્યો છે? ભલો થઈને જેવો આવ્યો છે તેવો હાલ્યો જા. નકર વચમાં ક્યાંઈ તારૂં કાટલું નીકળી જશે તો આપદા આવશે. જા તારા કારભારીને કેજે કે આ કંઇ ન ધણીઆતો માલ નથી; માથાં કોરે મુકીને કરેલી કમાણીનો માલ છે: બીજા કોઈ કાચા પોચાને ડરાવ. આ રજપુત બચ્ચો એમ કંઈ ડરી જાય એવો નથી. જો બીજી વખત આ વાડી ભણી નજર પણ કરી છેને! તો તારી વાત છે."

ચાસટીયો લેવા આવેલ કારભારીના માણસનું આવા વેણ સાંભળતાં જ મોઢું ઉતરી ગયું; તેને તો ધરતી ખાવા લાગી ને ત્યાં મારગ આપે તો સમાઈ જવા જેવું થયું આખરે ચાસટીઓ લીધા વિના તે વીલા મોંએ ઘરે આવ્યો.

ઠાલે હાથે ને ઉતરી ગયેલા રોતી સુરતના જેવા મોંએ માણસને પાછો આવેલો જોઇ કારભારી સાહેબ દમ ભરાવતા બોલ્યા "અલ્યા! શું કરી આવ્યો? કેમ ચાસટીઓ લાવ્યો નહી? આળસુના પીર! જે કામ બતાવીએ તે આમજ કરીશ કે? જા જો ન ગયો હો તો ઝટ જઈને ચાસટીઓ લઇ આવ. ને આજે આમ રોતી સુરત કેમ થઈ ગયો છે?"

કારભારીનો ક્રોધ ન ઉતરી જાય ત્યાં સુધી બોલવામાં માલ નથી તેમ સમજતો કારભારીનો નોકર મુંગે મોંએ કારભારીની પરસાદી સાંભળવા લાગ્યો. કારભારીને બોલી બોલીને

ધરાઇ રહેલ જોઇ તેના બોલવાનો લાગ આવેલો જોઇ તેણે કહ્યું "ધણો યે હરખ ભર્યો ચાસટીઓ લેવા વાડીએ ગયો હતો પણ ઈ પાણીઆરો કયાં કોઇને ગણકારે એવો છે. એને કયાં કારભારીની પડી છે કે ચાસટીઓ આપે."

આ સાંભળતાં સાંભળતાં કારભારીનું મગજ ફાટુ ફાટુ થઇ ગયું પણ બધી વાત સાંભળી લેવાનો ઠરાવ કરી તે મુંગો જ રહ્યો.

કારભારીને ચુપ ચાપ તેની વાત સાંભળતો જોઇને માણસના હૈયે હીંમત આવી તેથી તે બોલ્યો "એણે તો કહ્યું કે આ તો માથું એક કોરે મુકી, રાત દિના ઉજાગરા કરીને વાડી કરી છે. અહીં કંઇ તારો કારભારી મહેનત કે ઉજાગરા કરવા નો'તો આવ્યો. માટે ભલો થઇને અહિંથી રસ્તો માપી જા."

આ છેલ્લા વેણ કારભારીની છાતીમાં બરછી જેવા ભોંકાઈ ગયા તેથી તે બરાડયો "એમ કે ? એ પાણીઆરાનું પાણી કયાં સુધી ટકે છે તે હું જોઈ લઈશ. જો એને બેહાલ કરી ટુકડા રોટલાના પણ વાખા ન પડાવું તો હું વાણીયાનો દીકરોજ નહીં" આમ બોલીને રજપુતને કેવી રીતે ઝપાટામાં લેવો તેના વિચારો કરવા લાગ્યો.

હજુ પોતાના અપમાનનું વેર કેવી રીતે લેવું તે સંબંધી વિચાર કરવાને એકાદ પળ પણ નહીં ગઇ હોય તેવામાં ત્યાં એક માણુસ આવ્યો ને વિચાર મગ્ન કારભારીની વિચાર તંદ્રાને તોડતાં કહ્યું.

"બાપુ તમોને મળવાને બહુ જ અધીર છે. બહુ જ જરૂરી કામ છે."

હજુરીયાના આ વેણ સાંભળતાં જ કારભારી ઝબકીને જાગ્યો ને તરત જ હજુરીયા સાથે બાપુ પાસે જવાને રવાના થઈ ગયો.

રાજમહેલમાં કારભારીને આવતો જોતાંજ દુરથી જ બાપુએ સાંભળ્યું "આ મારી મોટરનો રસ્તો આડો કેમ જાય છે. તમે પણ કારભારી છો કે હજામ ? હું આટલા બધા ગામનો ધણી તોય મારી મોટરનો રસ્તો સાધારણ માણસને જવાનો રસ્તો કે ? જાવ, હમણાંને હમણાં મારી મોટર જવાનો રસ્તો જુદો કરાવો. જોજો તેના પર એક ચકલું યે ફરકી ન શકે. એમ જો ન કરીએ તો વળી અમે ઠાકોર શાનાં ?"

ચાસટીઆનો ભારો નહીં આપનાર રજપુત પર વેર લેવાનો બરાબર મોકો આવેલો જોઈ કારભારીના હૈયે કેમ જાણે રૈયતનું હેત ન વસ્યું હોય તેમ બોલ્યા "એમ કરવા જતાં કેટલાય ગરીબ ગુરબાનો ધાણ નીકળી જશે. તમારા જેવા ગાપ્રામણ પ્રતિપાળ રાજવીને રૈયતનો ધાણ કાઢી નાખવો ઈ ઠીક લાગે કે ? એના કરતાં અમરા રજપુતની વાડીમાંથી સોંસરો આરપાર મારગ કાઢી તો તમારી યે વાત રે ને ગરીબ ગુરબાયે બચી જાય" ચાસટીઓ નહીં આપવાનું વેર લેવાનો મનસુબો કરી સોગઠી મારતાં ડાહીમાનો દીકરો બોલ્યો.

"ઈ તમે તમારી મરજીમાં આવે તેમ કરજો, મારે તો બસ રસ્તો જોઇ રસ્તો હું બીજું કાંઇ ન સમજું."

"જેવો બાપુનો હુકમ" આમ કહી પોતાના એક જરીક જેટલા સવારથને રજપુતે પોષણ ન આપ્યાથી ગરીબ રજપુતની ન્યાયને રાજાના હુકમની નીચે ગરદન કાપવાને તૈયાર થયેલો કારભારી દરબાર ગઢ છોડીને બાપુના હુકમનો અમલ કરવા ચાલ્યો ગયો.

રજપુતને કારભારીની આ હીણુપતની ખબર પડી ગઇ હતી તોય રજપુત બચ્ચો જરા પણ ડગ્યો નહીં. હૈયે હીંમત રાખીને તે તેના ખેતરને સેઢે કારભારીનું સામૈયું કરવાને બેઠો બેઠો મનમાં કહેવા લાગ્યો " શું હું મારી જમીન જવા દઇશ ? જે તસુ તસુ જમીનના હક્ક માટે મારા બાપદાદાના લોહીના છાંટડા ઉડયા છે તે જમીન શું હું કેસરીઆ છાંટડા ઉડાડયા વિના આપી દઇશ ? ઈ હરામનો ચાસટીઆ લેનાર ચોરટો ! ભલે હાલ્યો આવે. કારભાર કેમ કરવો ઇ પણ એને હું આજે બરાબર બતાવી આપીશ. " આમ મનમાં ગણુગણ્યે જતો હતો. તેવામાં મજુરો કોદાળી પાવડા લઇને ત્યાં આવી પહોંચ્યા પણ ખેતરના ધણીને સેઢે બેઠેલો જોઈ સહુના હૃદય પીગળી ગયા. ખેતરમાં ગરવાની કોઇની હીંમત ન ચાલી. સહુ કોદાળી પાવડા ઝાલીને ખેતરને સેઢે જ ઉભા રહ્યા.

મજુરોને કોદાળી પાવડા લઇને ખેતરને સેઢે ઉભાં રહેલા જોઇ કારભારીએ ત્રાડ પાડી " શું મફતની મજુરી લો છો ? ઠાકોરના હુકમને આમ જ પાળો છો ? આજ તમારી સઉની વાત છે. હાડકાં ખોખરા થયે જ તમે પાંસરા ચાલશો " આમ કયાંઈ સુધી કારભારી બબડયે ગયો.

કારભારીને ઠંડો પડેલો જોઇ મજુરમાંનાં એકે કહ્યું " આ રજપુતને જોતાં અમે તેના ખેતરમાં પગ મુકી શકતા નથી ભલા થઇને આવો કાળો કેર શું કામ કરો છો ? "

" ધરમની પુછડી ! લેતો જા, મોટા દયાવાળાનો દીકરો થયો છે તે " આમ કહીને કારભારીએ તેના હાથમાંથી લાકડીના એક બે ફટકા આમ બોલનારને ચખાડી દીધા.

પોતાને માટે ગરીબ માણસને માર પડતો જોઇ રજપુતના ભવાં ચડી ગયાં તેથી તેણે તાડુકીને કારભારીને સંભળાવ્યું. "મોટો પાણીઆરીનો થઇ ગીયો છે તે ઇ બીચારા ગરીબ પર તારૂં જોર શું કામ બતાવે છે. તારી માએ જો સવાશેર સુંઠ ખાધી હોય તો હાલ્યો આવને? ખેતરનાં સેઢામાં પગ તો મુકી જો! અહિંઆજ તારૂં પાણી બતાવને? પછી તારામાં કેટલું પાણી છે તે ને આ રજપુત બંદાના ઝપાટા યે જોઇ લેજે." તારી મે'માનગતી કરવાને તો ક્યારનોયે અહીંઆ તારી વાટ જોતો ઉભો છું. હીંડયો આવ જો વાણીયાનો દીકરો હોય તો?"

રજપુતના આ વેણ કારભારીને હાડોહાડ લાગી ગયા. તેથી બાજુમાં ઉભેલા એક મજુરના હાથમાંથી પાવડો લઇને ખેતરમાં કુદી પડયો. કારભારીની પાછળ મજુરો પણ ખેતરમાં ગયા. મજુરોને ખેતરમાં આવેલા જોઇ કારભારી બોલ્યો.

"ડરો છો શાના? ચાલો કામ શરૂ કરો."

આ જમીનના ટૂકડા માટે તો મારા બાપદાદાએ કંકુ વરણા લીલાછમ માથા વાઢી આપ્યા છે. કામદાર! આ જમીનના ટુકડા માટે મારા બાપદાદાના લોઈ છંટાયા છે. કામદાર! આ ધુળ નથી પણ મારા બાપદાદાના હાડકાનું ખાતર છે. કારભારી સાહેબ! જે રજપુતો તસુ જમીનના ટુકડા માટે કાંડું વાઢી આપતા તેનાજ વંશોનો હું યે છું. મારી જમીનપર કોદાળીનો પહેલો ઘા પડ્યા પહેલાં તો મારૂં લોઈ છંટાશે આમ કહીને કોદાળીનો ઘા કરવા તૈયાર થયેલા મજુરોના આડો પડયો.

રજપુતને આડો પડેલો જોઇ ઉંચી કરેલી કોદાળીને ત્યાં જ થંભી ગયેલી જોઈ કારભારી બોલ્યો "જુવો છો શું? બહુ ડાહ્યો થતો હોય તો તેના દેહ પર ઘા કરો."

કામદારના આ વેણ સાંભળી મજુરોના હાથ થંભીજ ગયા કોઈનું હૈયું એવું કારમું કામ કરવાને કબુલ થતું ન હતું તેથી મજુરોને એની તરફ ટગર ટગર મીટ માંડીને ઉભા રહેલા જોઇ દોડીને કામદારે મજુરના હાથમાંની કોદાળી લઇ લીધી ને ઘા કરવાને કોદાળી જેવી ઉપાડી કે તરત જ પોતાના બાપદાદાએ લીલુડા માથા વાઢી આપીને ધરે કરેલી જમીન પરનો પોતાનો હક સાબીત કરવા રજપુત આડો પડયો તોય પથ્થર જેવા કઠણ હૈયાના કારભારીના અંતરમાં દયાનું ઝરણું યે ન ફુટયું કઠણ હૈયાના કારભારીએ કણાંગ કરતો રજપુતના દેહ પર ઘા કર્યો.

બાપદાદાએ લીલુડા માથા વાઢી આપીને જે જમીન સાચવી હતી એને બાપદાદાની રીત પરમાણે સાચવવા આડા પડેલા રજપુતના માથામાં કોદાળીનો ઘા વાગતાં જ તેના માથામાંથી દડ દડ કરતી લોહીની ધાર વહેવા લાગી. લોહીની ધાર જોઈને ગલઢેરા રજપુતને શુરાતન ચડયું. તે તેના હૃદયને કાબુમાં રાખી શકયો નહીં. તેની પાસે કાંઈ હથીઆર નહીં હોવાથી આમ તેમ નજર નાખી, પાંસે પડેલા ગાડાના આડા-પર નજર પડતાંજ હનુમાનની જેમ તે કુદયો ને એકજ હનુમાન કુદકે આડું ઉપાડીને સોઇ ઝાટકી કારભારીના ડેબામાં એવું તો ઝાપટયું કે આડું પડતાં જ આડાના એકજ ઘાએ તેની ખોપરીને તડાક દેતી તોડી નાખી.

કારભારીને પોતાના હાથનો સવાદ ચખાડીને કોદાળીના લાગેલા ઘામાંથી વહી ગયેલા લોઇથી વૃદ્ધ રજપુતને ચકર આવવા લાગ્યા ને " વટે ચડયો " રજપુત વાણીઆને " વટ " બતાવીને ભફ દઇને ભોંય પડયો.

# મોહના પડળ

માહ મહિનાની કડકડતી ટાઢનો સોકો પડી રહ્યો છેઃ જાનવરો પણ ટાઢથી થરથર ધ્રુજતા હોય તેમ નજરે પડે છે, માના પટેલની ડેલીએ ગામના પટેલીઆનો ડાયરો સૂરજ મા'રાજના તડકામાં તાપતો તાપતો હોકો ગડગડાવતો અલક મલકની વાતો કરતો બેઠો છે. એવામાં ધુળથી ઢંકાઇ ગયેલા મ્હોંવાળો ગળામાં રૂદ્રાક્ષની માળા, માથે મોટી પાઘડી ને તેમાં ખોસેલા ટીપણા પરથી બ્રાહ્મણ જેવો જણાતો એક આદમી ત્યાં આવી પહોંચ્યો "ધનવાન, લક્ષ્મીવાન આયુષ્યવાન" એમ આશીર્વાદ આપતો ડાયરામાં આવીને બેઠો.

'ગોર મા'રાજ! કેમ ગામેતરૂં કરવું પડયું? કંઈ નવા જુની છે?' ડાયરામાં બેઠેલા એકે કંઈ નવી વાત કાં તો ચારણના કે બ્રાહ્મણના દીકરા પાંસે હોય એમ જાણી પૂછયું.

"નવા જુની તો કંઇયે નથી. પણ પટેલ! ગળ્યું મોં કરવા આવ્યો છું:" મહારાજે ટુંકામાંજ પતાવ્યું.

ગોર મા'રાજના આ મરમાળા વેણનો અરથ નહીં સમજી શકવાથી સૌ એના તરફ ફાટે ડાચે જોઇ રહ્યા.

"મા'રાજ આંગણે આવ્યો મે'માન કાંઇ ગળ્યું મો કર્યા વિના જશે?"

"શતં જીવેન શરદ. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. તમારા

મોમાં સાકર, મને તો લુતા મોંએ પાછા જવાનો બો હતો ઇ હવે ટળી ગયો" મહારાજે કહ્યું.

મા'રા[illegible] બાકી રહ્યા છે તે કાંઈ ડાયરામાં બેઠેલા પટેલીઆઓના સમજવામાં ન આવ્યાથી માનો પટેલ બોલ્યા "મા'રાજ ડાગળી તો નથી ચસકી ગઈને?"

"પટેલ! હજી તો ઠેકાણે છે. રઘા પટેલે તમારી રૂપાનું એનાં બેમરા માટે માગું કરવા મોકલ્યો છે. તો આ ડાયરામાં જ ગળ્યા મોં કરી નાખો."

મા'રાજના આ વેણ સાંભળતાં જ માના પટેલની આંખ લાલ ધુમ થઇ ગઇ. તેમની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા. તોય એણે એનો ગુસ્સો [illegible]ટકાવી મા'રાજને કહ્યું "તમે તો અમારી ગા કે'વાવ! તમને શું કરીએ? અને મારી રૂપીનું રઘા પટેલ કાંગલા હારે માગું? મા'રાજ તમેય દશ ભૂલ્યા જણાવ છો. જાવ તમારા પટેલને કઇ દેજો કે એવી ખોટી નજર કયાંય નકામી ન દોડાવે. એવો કોણ આંધળો હશે કે એની ધરવ જોઇને ઈ લંગડાને રતાંધળા માય કાંગલા જેવા એના તાણી કાઢેલા ને પોતાની રતન જેવી દીકરી આપીને કુવામાં નાખશે. પેમા! મા'રાજને એક રૂપીઓને બે પાલી બાજરો આપ જોઇ. બામણનો દિકરો છે એને આપ્યું વરથ નઈ જાય" આમ કહી મા'રાજને કહ્યું "ગોર બાપા! તમે તો દેવના અવતાર, તમને આવા વેણ સંભળવતાં અમારી જીભે કાંટા કેમ નથી વાગતા. પણ શું કરીએ? દખણા લઈને તમેય હવે આંઈ ન રોકાતા મારગે પડજો."

૨

સાંજ પડુ પડુ થઈ રહી છે. સૂરજ દેવતા નાડાવા આકા-

શમાં હોય એમ દેખાય છે, ચારો ચરવા ગયેલા પંખીઓ માળા તરફ હાલ્યા જાય છે. રઘા પટેલની ડેલીએ મા'રાજના આવવાની સૌ કાગને ડોળે વાટ જોઈ રહ્યા છે. એવામાં તડકાથી કાળું મેશ થઇ ગયેલા મોંએ, મોં પર લોટ ઉડતો હોય એવી દશામાં રઘા પટેલના ઘરે આવતાંજ મા'રાજ બેસી ગયા.

મા'રાજને આવી ગયેલ જોતાંજ બધાયના અંતરમાં તાલાવેલી થવા લાગી પણ મા'રાજને કાંઇ વધામણી નહીં આપતાં જોઈ બધાયના મનમાં કાંઇક અવનવા વિચારો આવવા લાગ્યા. મા'રાજને ઉંધ મુંધ નીચી મુંડીએ બેઠેલ જોઇ પટેલ બોલ્યા " બહુ થાકી ગયા લાગો છો. મે'નત પાર વગરની પડી જણાય છે. કેમ શું કરી આવ્યા ગોર બાપા ? ગઢ જીતી આવ્યા કે નઈ ? "

તોય પણ મા'રાજને કંઈ જવાબ નહીં આપતાં ગુપચુપ નીચી મુંડીયે બેઠેલ જોઇ રઘા પટેલ તાડુકી ઉઠયા " ડોબાની જેમ બેઠો છે શું જે હોય તે ભસી મરને ? "

" પટેલ ! માના પટેલે ના પાડી છે. " મા'રાજે ટુંકામાં જવાબ આપ્યો.

" એમ ! માના પટેલે મારૂં માગું ન રાખ્યું ? હવે હું પાણીઆરાને આ રઘા પટેલનું પાણી બતાવી દઉં ત્યારે હું ખરો મા'રાજ તમને દહ વીહું રૂપીઆ આપીશ બોલો એક કામ કરશો ? "

એક વીહ રૂપિઆના પણ જયાં ફાંફાં હતા ત્યાં દહ વીહું રૂપીઆનું નામ સાંભળતાં જ મા'રાજના મોંમાં પાણી આવી ગયું, ને નીચે પડેલી લાકડી ઉપાડીને સડાક દેતો બેઠો થઇ જતાં બોલ્યો " શો હુકમ છે ? અત્યારેને અત્યારે ખડેપગે કરવાને તીયાર છું. "

"મા'રાજ ! આ પાણીઆરાનું પાણી એક રીતે જ ઉતરે એમ છે. બોલો ઇ કરશો ?"

"મારે તો તમારા હુકમની જ ખોટી છે, ફરમાવો હુકમ કે આ હાલ્યો" પૈસા મળવાની લાલચમાં લપટાતાં બ્રાહ્મણ બોલ્યો.

"તો અમદાવાદ જશો ?"

"પણ તીંયા જઈને શું કરૂં ? તીયાં જવાથી થોડો જ એનો બરો ઉતરવાનો હતો ?"

"અરે ! અક્કલના ઓથમીર ! તીંયાજ જવાથીજ તે સીધ્ધો સટ થઇ જાય એમ છે સમજ્યો ? તીંયા જઇને બાદશાહના કાને તમારે માના પટેલની રૂપાના રૂપના વખાણ કરવાના છે, બોલો એટલું કરશો ? આટલું કરશો કે દહ વીહું રૂપીઆ તમારા થઈ ગયા જ સમજો."

"તારે આ સેવક તો અમદાવાદ જવાને તીયાર છે; આ હાલ્યો અમદાવાદ" આમ કહીને મા'રાજ અમદાવાદને માર્ગે પડયો.

૩

અમદાવાદનો ધણી રંગમે'લમાંથી હમણાં જ બા'ર આવીને ઝરૂખામાં હવા ખાવા બેઠો હતો. એવામાં રવા પટેલે મોકલેલો બ્રાહ્મણ બાદશાહના મહેલના દરવાજે આવીને બોલ્યો. "મારે બાદશાહને એક જરૂરી કામ માટે મળવું છે."

આંખ ઉઘાડીને મીંચે એટલી વારમાં તો બાદશાહની રજા લઇને જમાદાર ત્યાં આવી પો'ચ્યો ને પળવારમાં બ્રાહ્મણને બાદશાહ પાસે ખડો કરી દીધો.

"કેમ આવ્યા છો ?" બાદશાહે કહ્યું.

"અન્નદાતા ! રૂપરૂપનો અંબાર કાચની પુતળી જેવી, આભમાં ઝબુકતી વીજળી અરે સાક્ષાત પદમણી જ જોઇ લીયોને

એવીને રૂપમાં તો જાણે પુનમનો ચાંદ એવી કન્યાની ભાળ લાગ્યો છું.

"કુંવારી છે કે પરણેલી ?"

"બાદશાહ ! હજી બાળકુંવારી છે."

"કોની દિકરી ?"

"મોજપરના માના પટેલની રૂપાઃ નામ રૂપા તેવો જ રૂપ રૂપનો અંબાર. ચંદરમાનું બચ્ચુંને દેહે જોઈ હોય તો નરી કાચની પુતળીજ !"

"એમ તારે તો લે આ તારી મે'નતનો શરપાવ" આમ કહી હીરાજડીત ગંડો કાઢીને બાદશાહે બ્રામણના હાથમાં મૂકયો.

બ્રાહ્મણો તો ગંડો લઇને રાજી થતો થતો તીંયાથી ચાલ્યો ગયો.

૪

"કેમ ! માના પટેલ છે ?" રાતના બહાર ઉભા ઉભા કોઇએ બારણું ખખડાવ્યું.

"કોણ છે ?" મોરના જેવો ટહુકો કરતી કામદેવની રતિ જેવી પુટડી રૂપાએ બારણું ઉઘાડી નાખ્યું.

"પટેલ !" મુખીએ પડકાર કર્યો.

મુખીને જોતાંજ ઘરના બધા ઠાંફળા-હાંફળા થઈ ગયાઃ કોઈ દિ નહીં ને આજ મુખી કનં આવ્યો હશે એમ સૌના મનમાં થતાં ઘરના માણસના અંતર ફફડવા લાગ્યા કંઈક અવનવું બનશે તેવું જણાવા લાગ્યું, મુખીને આવેલા જોઇ પટેલ ઘરમાંથી વાળુ કરવાનું યે પડયું મુકીને થરથર ધ્રુજતો ધ્રુજતો મુખી પાસે દોડી આવીને બોલ્યો" અતારે રાતના વખતે કેમ આવવું પડયું ?

"આ તમારા પરનું બાદશાહનું ફરમાન પહોંચાડવા."

"હેં બાદશાહનું ?" બાદશાહનું નામ સાંભળતાંજ પટેલના રામ રમી ગયા, તેનું અંતર ભડભડાટ બળવા લાગ્યું. નક્કી આજ કંઇ ન બનવાનું બનશે એમ બોલી બળતા દિલે ફરમાન વાંચ્યું. વાંચતાંજ પટેલ ભફ દઇને "રૂપા ! બેટા ! તારૂં શું થશે ?" આમ બોલતાં જ પડી ગયા.

પટેલના પડવાનો ધમકારો સાંભળતાં ઘરના બધાય એની પાંસે દોડી આવ્યા અને પટેલને ઉપાડીને ખાટલામાં સુવારી આમ થવાનું કારણ પૂછવા લાગ્યા.

"આ મારો ને મારી રૂપાનો મેલો" આમ બોલતાં બોલતાં પટેલની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા.

કાગળ વાંચી રૂપાનો મોટો ભાઈ બોલ્યો "કાકા ! કાકા ! હવે શું કરશું ? રૂપાના તીયારે શું બે ભવ થશે ? શું દિકરીની લાજ આબરૂ કેમે કરીને નઈ જળવાય ?"

આ વેણ સાંભળતાંજ ઘરના માણુસોની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો. સામી કોડમાં સુતેલો બ્રાહ્મણ આ ટગર ટગર મુંગે મોંએ બધુંય જોઇ રહ્યો હતો. તે પટેલના પર આવી પડનાર દુઃખને કળી ગયો. ને જેને આશરે તે પડ્યો છે જેણે એને પારકા પાદરમાં આશરો આપ્યો છે એના દુઃખમાં ભાગ લેવો તે એનો ધરમ છે તેમ જણાતાં તે ઉઠીને પટેલ પાંસે આવી પટેલના પર આવી પડનારી આફત-દુઃખ સમજી ગયો ને બોલ્યો "પટેલ ! આમ મોઢે મસ કેમ ઢળી ? એવું તે શું છે તે તમારૂં મોં કાળું શાહ જેવું થઇ ગીયું છે ?"

"શું કરીએ ભાઈ ? દિકરીની આબરૂ જવાનો-એક ભવમાં બે ભવ થવાનો વખત આવ્યો છે."

" તીયારે દિકરીની લાજઆબરૂ બચાવવાનો કંઇ ઇલાજજ નથી ?"

" છે, પણ તે કેવી રીતે કરી શકાય ?"

" જરા જણાવો તો ખરા કે'વામાં શું જાય છે ? વાગું તો તીર નકર થોયું તો છેજ ને ?"

બાદશાહ કુંવારી કન્યાને જ તેની બીબી બનાવે છે, પરણેલીને નહીં પણ રાતના દસ વાગે તો બાદશાહ આવવાનો છે હવે શું થાય ?"

" તો પછી કોઇની સાથે તમારી દીકરીને પરણાવી દોને ?"

" પણ મુરતીઓ કીંયાથી ગોતવો ?" આમ વિચાર કરે છે તેવામાં બાદશાહ ગામના ગોંદરે આવી ગયાના સામાચાર પટેલને મળ્યા. પટેલનું હૈયું હાથ ન રહ્યું તેથી રડવા લાગ્યો. પટેલને રડતો જોઇ તેનો મોટો દિકરો બોલ્યો " કાકા ! એક કામ કરીએ તો આબરૂ બચે ખરી."

" કઇ રીતે ?" બ્રાહ્મણે કહ્યું.

" પણ તેમાં તમારી મદદની જરૂર છે; બોલો આપશો ?"

" મારૂં માથું જોઇતું હોય તો ઇચ્ચે તમારૂં અન્ન ખાધું છે તે વાઢી આપીશ."

આ વેણુ સાંભળતાંજ પટેલના પેટમાં જીવ આવતાં બોલ્યા " મોટા ! ઇ કેવી રીતે ? કેવી રીતે રૂપાના એક ભવમાં બે ભવ થતા ઉગરે ?"

" કાકા ! મા'રાજ જો રૂપા સાથે એક ખાટલામાં સુઇ જાય ને બાદશાહ ખબર કાઢવા આવે તો આપણે કઇએ કે રૂપાતો પરણેલી છે ને જમાઇ સાથે સુતી છે." તો રૂપા બચી જાય ખરી બોલો ! તમારો શું વચાર છે ?

" પણ મા'રાજ ઇ કબુલ કેમ કરશે ? "

" ઇ તો વચન આપી ચુકયા છે. કેમ મા'રાજ કબુલ છે ને ? "

એક કુંવારી કન્યાનું શીયળ બચાવવા–તેના એક ભવમાં બે ભવ થતા અટકાવવા મા'રાજે રૂપાની સાથે ખાટલામાં સુવાનું કબુલ્યું ને કચવાતા દિલે ભગવાનનું નામ લઇને સુતા.

રૂપા અને મા'રાજને હજી સુતાને થોડો વખત થયો હશે ત્યાં બાદશાહે મુખીને લઇને પટેલને ત્યાં આવીને પડકારો કર્યો " પટેલ છે ? "

" અન્નદાતા ! હાજર છું. હુકમ ફરમાવો " થરથર ધ્રુજતાં ધ્રુજતાં બે હાથ જોડીને પટેલે કહ્યું.

" તમારી બેટી રૂપાને હાજર કરો મારે એને બીબી બનાવવી છે. "

" પણ અન્નતાદાતા ! ઇતો કે દિની યે પરણી ગઇ છે; ને જમાઇ સાથે અંદરનાજ ઓરડામાં સુતી છે. "

" તમે કો'છો એમ ઈ જો પરણીજ ગઇ હોય તો મારી બેટી જેવી, પણ તમારા જમાઇને ને બેટીને હાજર કરો. "

થોડીજવારમાં પટેલના મોટા દિકરાએ બ્રાહ્મણને રૂપા સાથે બાદશાહ પાંસે હાજર કર્યો.

" આ તારી ઓરત કે ? બાદશાહે બ્રાહ્મણને પૂછ્યું. બ્રાહ્મણે માથું ધુણાવી હા પાડી " ને આ તારો ખાવિંદ કે ? " રૂપા યે પણ બ્રાહ્મણના કહેવા પ્રમાણે હામાં હા ભણી.

" પટેલ તીયારે ઘરમાં કાંઇ જમવાનું હશે ? "

તરતજ એક થાળ ખાવાની ચીજ વસ્તુ મુકીને લાવવામાં આવ્યો " તમે બેય પરણીજ ગયા છોને ખાવીંદ બીબીનો

સબંધ જોડયો છે તો પછી બેય આમાંથી થોડું થોડું ખાવ જોઇ ?" બ્રાહ્મણ આ વેણ સાંભળતાંજ જરા ખંચાયો, ભેદ ખુલ્લો પડી જશે એમ એના મનમાં થયું પરંતુ ભેદ ખુલ્લો થઇ જતાં એનું પટેલનું અને રૂપાનું બધાયનું આવી બન્યું એમ સમજીને એણે બાદશાહના કહેવા પ્રમાણે બે ચાર કોળીયા ભર્યા.

બાદશાહ આ જોડાને પરણી ગયેલ સમજીને ત્યાંથી ચાલ્યો ગયો.

૫

"મા'રાજ! તમે તો ભારે કરી, મારી ઇકોતેર પેઢીનું નામ તાર્યું. રોરો નરકમાં પડતાં મને ને મારા માવતરને છોડાવ્યા. તમારો તો અમારા પર ઘણો ઉપકાર થયો. મારા ચામડાની ખોલ ઉતરાવી એના જોડા કરાવી તમારા પગમાં પે'રાવું તોય એનો બદલો ન વળે. મારી દિકરીના એક ભવમાં બે ભવ થતા અટકાવવા તમે તમારી આતમ જાતનું બળિદાન આપ્યું." આમ કહી પટેલ રૂપાનો હાથ મા'રાજના હાથમાં આપતાં બોલ્યો "મા'રાજ! તમારા અંતરમાં જરાય ફેર ન કરતા, તમારા ને રૂપાના જે સંતાન થશે એને પાળવાનો મારા વંશવારસોનો ચંદર સૂરજ ઝગે તીંયા સુધીનો હું કોલ આપું છું.*

* આવી રીતે પોતાની ઉચ્ચ જાતિનું બળિદાન આપી પટેલ-કણબીની દિકરી રૂપા સાથે પરણનાર બ્રાહ્મણના વંશજે રંગભૂમિમાં અત્યારે અગ્રસ્થાન ધરાવતી તરગાળા કોમ થઇ. હજુ પણ કણબીના બેટાપર તરગાળા કોમનો લાગો કાયમનો થઈ ચૂકયો છે ને તે પ્રમાણે અપાય છે. કણબીના ઘરે ગયેલો તરગાળો હજુ પણ કણબીના ઘરેથી ભૂખ્યો તરસ્યો જતો નથી. આ લાગો હજુ પણ કાયમ ચાલ્યો આવે છે. તેજ આ ગાથાની સત્યતાનો મૂર્તિમંત પુરાવો છે.

# ચિત્તનો ચોર

ચૈત્ર વૈશાખના ધોમ ધોમ તડકા પડી રહ્યા છે. સુરજ મા'રાજ અંગારા વરસાવતા પૃથ્વીનો પ્રલય કરવાને કેમ ન તપી રહ્યા હોય તેમ તપી રહ્યા છે. બપોરના ધખધખતા આવા લુ ઝરતા તડકામાં સરધારના વાઘેલા રજપુતના ખાંડે પરણેલી રજપુતાણીને સરધાર લઇ જતું વેલડું લીંબડીની સીમમાં બપોરો કરવાને એક ઘાટા વડલા નીચે ઉતર્યું.

લુ ઝરતા સુરજ મા'રાજના તાપને-ઉકળાટને વેલડામાં બેઠેલી રજપુતાણી સહન ન કરી શકી. બફારાના જોરની પાંસે ત્રાય ત્રાય થતાં રજપુતાણીએ વેલડાનો પડદો ઉંચો કર્યો ને જંગલમાં ઉગેલી લીલોતરી તરફ મીટ માંડી એવામાં એકાએક શીકારે નીકળેલો લીંબડીનો ધણી ખેતસીંહ મકવાણો એની નજરે પડયો. નજરે પડતાં જ તે રજપુતાણીની આંખે વસી ગયો. એના હૈયામાં ઘર કરી બેઠો. એના "ચિત્તનો ચોર" થઇ બેઠો. રજપુતની દીકરી એને એનું દીલ આપી ચુકી-અંતર વેચી બેઠી. તેથી એની પાંસે બેઠેલી બાનડી ને તે રૂપરૂપનો અંબાર સાક્ષાત કામદેવ જેવા આદમીને કામણગારા જવાનને બતાવતાં બોલી.

"બાનડી! જોયો ઓલા ભમર ભાલે ખેલતા અસ્વારને! કેવો કોડીલો જવાન છે?" આમ કહી થનગન થનગન

ઘોડલો નચાવતા નચાવતા ચાલ્યા આવતા અસ્વાર તરફ આંગળી ચીંધીને બાનડીને બતાવ્યો.

અસ્વારનું રૂપ ને મોં પરનું નુર જોઇ બાનડીએ બે ઘડી એના તેજમાં અંજાઇને એના તરફ બે ઘડી તો જોઈ રહી ને પછી હળવેથી બોલી "બા! છે તો છોગાળો છેલ: કામદેવનો અવતાર રૂપરૂપનો અંબાર પણ ઇ ગમે એવો રૂપરૂપનો અંબાર હોય તોય આપણા શું કામનો! ગમે એવો તોયે પર પુરૂષજ ને? જાણ્યે અજાણ્યેય એના તરફ મીટ માંડતાંય પાપમાં પડી જવાય ત્યાં એનો વિચાર તો કેમ જ થાય?"

"આ ખાંડાને પરણેલી તારી કુંવરી શું સરધારના વાઘેલાને અંતર વેચી ચુકી છે એમ તું સમજે છે? એમ સમજતી હોય તો તું ભુલે છે. બાનડી! આ જવાન મારા અંતરમાં ઘર કરી બેઠો છે એને જોતાંજ હું સાનભાન ભુલી ગઇ છું. મારા અંતરમાં એનો ચુડલો પે'રવાના કોડ જાગ્યા છે. તું મને આમાં મદદ નઈ કરે?"

"બાઈ સા'બ! કામ તો ઘણું કપરૂં છે. વાઘેલાને ખાંડે પરણી ચુકેલી ને વાઘેલા એમને એમ જવાદે એમ લાગતું નથી એના માટે તો ખાંડાના ખેલ મંડાશે–લોઇની નદીઓ વહેશે તોય તમારા બાપુનું લુણ મારા પેટમાં છે, મારો જીવ જતાં હું તમોને મદદ આપવા બાપના બોલથી બંધાઉં છું."

"બાનડી! તેં મને કંઇ વાણીયા બામણની દીકરી ધારી કે આમ બી'વરાવે છે? ઇ ખાંડાના ખણખણાટ ને લોઇની ધારથી વાણીયા બામણની દીકરી બી જાય રજપુતની નહીં."

"બા! હું કીયાં તમારામાં ને મારામાં જુદાઇ જાણું છું, તમારા બાપુનું લુણ હજી મારા પેટમાં છે તમે જરાય બે

રાખશો મા જેને તમારૂં અંતર તમે વેચી ચુકયા છો એને મેળવી આપવા જતાં હું મોતને ભેટવાય તૈયાર છું."

"તો પછી બાનડી એક કામ કર જોઇ."

"એક શું કામ એકસો બતાવોને."

"તું ઈ રંગભીના જવાન પાસે જા ને મારા અંતરની વાત એને જણાવી કે જે કે જો રજપુતાણીને ધાવ્યો હોય તો રજપુતના બીરદ પર શરણે આવેલીને આશરો આપે ને એમ કરતાં આવી પડનારા ભેને વધાવી લે."

કુંવરીના આ વેણ સાંભળી કોઇને ઇ વાતનો સંચરેય ન થાય એમ બાનડી વેલડામાંથી બેઠેલી કાચની પુતળીને ટગર ટગર વારે ઘડીયે પાછું વાળીને જોતાં જોતાં ચાલ્યા જતા જવાન તરફ જવાને ચાલી ગઈ.

૨

"એ અસ્વાર ! એ જવાન ! જરા તારા ઘોડાને તાણી ઝાલ" આમ બોલતી બાનડી ચાલી જાય છે. અસ્વારની લગોલગ આવતાં બાનડી બોલી "અલ્યા ચોરટા ! આમ વારે ઘડીયે કોના તરફ જોયા કરે છે ?"

ચાલ્યા જતા અસ્વારના કાને "ચોરટો" એ વેણ પડતાંજ ઘોડાની વાઘ ખેંચીને ઉભો રાખતાં બોલ્યો "બાઈ! જરા મોં સંભારીને બોલ. ચોરટો કોને કે' છે? ચોરટો તો હું કે તમે? મારા રાજમાં કોના હુકમથી ઉતર્યાં છો? હું કોણ છું ઇ જાણે છે કે નકામો લવારોજ કર્યાં કરે છે? હું ખેતસીંહ મકવાણો આ ધરતીનો ધણી છું સમજી ?"

બાનડીના કાને આ વેણ પડતાં જ ઉંઘમાંથી જેમ કોઇ ઝબ દઇને ઝબકી ઉઠે એમ ઝબકી ઉઠી. કુંવરી લીંબડીના

ધણીને અંતર વેચી ચુકી છે તે જાણી જતાં એના અંતરમાં આનંદ થયો. તેથી તે બોલી 'તમે તો રાજના ધણી કે'વાવ. ચોરટા તો અમે કે'વાઇ કે તમારા રાજમાં ઉતર્યા પણ તમારા રાજમાં બો ધણો."

"શું કીધું? બાઇ! તેં શું કીધું? મારા રાજમાં ચોર ને લુંટારાનો ભે? તમારૂં શું લુંટાણું? જે વાત હોય તે કઇ દીયો, તમારૂં નુકશાન ભરી આપવા હું તૈયાર છું."

"ચોર તે વળી કેવો ચોર. ચોરનો યે સરદાર કહીએ તોય હાલે. ને વળી અમારી મોંઘામાં મોંઘી ચીજ ચોરાઈ ગઇ છ હવે પાછી શે આવે?"

"બેન! બાઇ! જરા હૈયે હીંમત રાખો તમારી પઇએ પઈ મળી જશે. મને તમારો ચોર બતાવો એટલે પત્યું. પછે ઈ છે ને હું છું."

"બતાવું? જો જો. મારો ચોર એવો છે કે એને તમે સજા તો નઈ જ કરી શકો. પછી ફરી જતા નઇ હો."

રજપુતનો બેટો વચન આપીને ફરે તે દિ પરથવી રહાતાળજ જાય ને? તમારા ચોરને માતા શક્તિના સોગંદ લઇને કઉં છું કે હું બરાબર સજા કરીશ?"

"ત્યારે મારો ચોર બતાવું?"

"કોણ ના કે' છે?"

"જુઓ મારો ચોર આ રીયો" આમ કહીને બેતસીંહ મકવાણા તરફ આંગળી ચીંધીને બોલી "તમે પોતે જ મારા ચોર છો."

"શું હું તમારો ચોર?"

"હાજી, તમે જ પોતે."

"પણ તે કેવી રીતે?"

સરધારના વાઘેલાના ખાંડે પરણીને સરધાર જતી અમારી કુંવરીએ તમને ઘોડો ખેલાવતા જોયા કે તરતજ એ એનું દીલ તમને દઈ બેઠી, એનું અંતર તમને વેચાઇ ચુક્યું. તમારા નામની માળા જપવા લાગી. બોલો આમ બીજાના ખાડાંને પરણેલી અમારી કુંવરીના દીલને ચોરનારા તમે ચોરટા ખરા કે નઈ?"

"એમાં તે ચોર શાનો? મેં કોયા તમારી કુંવરીને અંતર વેચવા કે'વરાવ્યું હતું?"

હસતાં હસતાં મકવાણો બોલ્યો.

"ઠાકોર! તીયારે શું તમારી થઇ ચુકેલીને તમે સરધાર જવા દેશો? શું તમને જરાય રજપુતાઇનુંયે અભીમાન નથી?"

આનો કાંઈ જવાબ ખેતસીંહને ન આપતો જોઇ બાનડી બોલી "કેમ ઠાકોર તમારો કોલ કોયા ગયો? મારા ચોરને આમ જ સજા કરશો કે? જો મોતના ભે'થી બીને સરધાર મોકલવાના હો તો અમારી કુંવરીના બે વેણ સાંભળી લ્યો.

"બાઇએ વડારણ મોકલી
સુણ ખેતા મકવાણ
વરૂં હું ઝાલાવર જાણજે
નકર છોડ મુજ પ્રાણ"

ઠાકોર! ઇ તમને મનથી વરી ચુકી છે. રજપુતનો બચ્ચો શરણે આવેલ ગા બામણ ને અસ્ત્રીને બચાવવા માથું વાઢી આપવામાં જરાય પાછી પાની કરતો નથી તો આ તો તમને દીલ દઇ બેઠી છે. તમારી અસ્ત્રી થઇ ચુકી છે, તમારા વગર બીજા એને ભાઇબાપ જેવા છે. તોય જો મોતથી બીને તમે એને તમારી કરવાને તયાર નઇ થાવ તો અમારી કુંવરી

તમારા નામ પર હત્યા કરશે પણ સરધારને મારગે એક ડગલુંયે નઈં ભરે" વડારણ બોલી.

લીંબડીનો ધણી પોતાને દીલ આપી બેઠેલી રજપુતની બેટીના મુલ મુલવવાનાજ વિચાર કરતો બેઠો હતો. તે બાનડીના છેલા અગ્ની ઝરતા વેણુ સાંભળતાંજ બોલ્યો "તારી બાઇએ લીંબડીના ધણીના અંતરમાં ઘર કર્યું છે ને લીંબડીના ધણીની સવાઇ તો તીયારેજ કે'વાય કે એને દીલ આપી ચુકેલીને સરધારના માણસોજ એમના સગા હાથે જ લીંબડીના રાજમે'લમાં મોકલે. હવે તમે હવે નચીંત રે'જો. હું હમણાં જ મારા માણસોને આજની રાત દરબારની મે'માનગતી માણવાનું કે'વા મોકલાવી દઉં છું." આમ કહીને લીંબડીનો ધણી ચાલ્યો ગયો.

૩

"કોણ વાઘેલા સરદાર કે?" એક કલાકના ગાળા પછી બેચાર અસ્વારોએ સરધારના વાઘેલા વેલડું છોડીને પડયા હતા ત્યાં આવીને બોલ્યા.

"તમે કોણ છો?"

"ઇતો અમે લીંબડીના ધણીના–ઠાકોરના માણસો છીએ. ભલા માણસ? લીંબડીના પાદર આવીને આમ ગામ બા'ર ઉતારો કરાતો હશે?

કોઇને ખબર પડે કે લીંબડીને પાદર સરધારવાળાએ રાત કાઢી તો અમારે શરમાવું પડે ને? દરબારગઢમાં ઉતારો કરવા હાલો?"

"ઠાકોર સા'બની મે'રબાની છે ઇથી બીજું રૂડું શું જોઇ?

પરોઢના તો અમારે જવાનું છે તો પછી નકામી મે'નત શું કામ લો છો ?"

"એમાં તે વળી મે'નત શાની ? અમે તો ચીઠીના ચાકર" આમ કહી વેલડું ને વોરાવીયાને લઇને લીંબડીના માણસો ગામ તરફ જવાને રવાના થઈ થયા.

૪

પરભાતનો પોર થઇ ગયો. સુરજ દેવતા પણ આકાશમાં આગળ વધવા લાગ્યા. સરધારવાળાએ લીંબડીની મે'માનગતી માણી સરધાર જવાને તૈયાર થયા. સઉના તૈયાર થયા પછી ખાડું લઇને આવેલા સરદારે બાનડીને કહ્યું.

"બાનડી ! તારી બાઇને કે જવાનું ટાણું થઇ ગીયું છે તો ઝટ આવીને વેલડામાં બેસી જાય એટલે સરધારના મારગે પડીએ."

આ સાંભળી કંઇ બોલ્યા ચાલ્યા વગર કેમ જાણે બાઇને તૈયાર કરવાને ન જતી હોય એમ બાનડી દરબાર ગઢમાં ચાલી ગઇ. સુરજ મા'રાજ અંગારા વરસાવતા લાલાઘુમ થતા આગળ દોડયે જાય છે. બાનડીને વાર લાગતી જોઇને સરદારે ફરીથી કેવરાવ્યું "દિ ચડયે જાય છે. હજી કેટલીવાર લાગશે ?"

"બા હજુ અંગોળ કરે છે" અંદરથી જવાબ મળ્યો.

આમ વાતમાંને વાતમાં કલાક બે કલાક નીકળી ગયા તોય બાનડી કે તેની કુંવરીને દરબારગઢમાંથી બા'ર આવતી ન જોવાથી સરદારે પાછું કે'વરાવ્યું "બપોરના ધોમ ધોમ તડકા થઇ જશે તો પછી તડકામાં નાહકના હેરાન થઇ જશું તો હવે જેમ બને એમ બા'સાબ વેલા પધારે તો સરધારના માર્ગે જવા રવાના થઇ જઇ."

આના જવાબમાં બાનડીયે કે'વરાવ્યું કે "આ આવ્યા હવે

પળનીયે વાર નથી. જરા ઘરેણા પે'રી લીધા કે આ આવ્યા જ જાણો."

આને પણ અડધો કલાક થઈ ગયો. તોય કોઇ બહાર આવ્યું નહીં, આથી વાઘેલા સરદારના દિલમાં ધ્રાસકો પડયો દીલમાં વે'મ આવ્યો તોય સીપાઇ સાથે "તૈયાર છો ને? વેલડા જોડાવું કે?" આમ કે'વરાવ્યું.

બાનડી પોતે આનો જવાબ આપવાને બહાર આવી ને જ્યાં સરધારનો સરદાર ડાયરામાં બેઠો બેઠો હોકો ગગડાવતો હતો ત્યાં આવીને બોલી.

"વેલડા જોડીને તમે બધાય સરધારના મારગે પડી જાવ મારી બાએ તો એમનું દીલ લીંબડીવાળાને આપી દીધું છે. લીંબડીના ધણીને એ મનથી વરી ચુક્યા છે."

બાનડીના આ વેણ સાંભળતાં જ સરદારનું મ્હોં ગુસ્સાથી લાલચોળ થઇ ગયું. કપાળમાં ભવા વળી ગયા એનો હાથ તેની કમરપર લટકતી તલવાર પર પડયો ને દાંત કચકચાવીને તલવારને એક જ ઝટકે બાનડીનું માથું ઉડાવી દેવાનો મનસુબો કરીને તેણે તલવાર ખેંચી, સરદારની તલવાર ખેંચતાં બીજી તલવારો પણ ખેંચાણી ને વાઘેલા તથા ઝાલા વચ્ચે ધમાચકડી મંડાણી; બેય એક બીજાને કાળ જેવા દેખાવા લાગ્યા.

તલવારનો ખડખડાટને લોહીની નદીના વહેવાથી એક પળ પેલાં જામેલા ડાયરાનો રંગ પણ મેદાનમાં ફરી ગયો, સામસામી એક બીજાની તલવારના ઝટકે ધડો ધડ ધાણી ફુટે એમ એક બીજાના માથા ઉડવા લાગ્યા, ઝાલાની તલવારોએ જેમ ખેડુ બાજરાનું કુંડુ વાઢે તેમ વાઘેલાના માથા વાઢી નાખ્યા. સરધારના માણસોનો કચરઘાણ નીકળી ગયો. ને ખાંડે પરણેલી

લીંબડીના મે'લમાં રઈ છે એવા વાવડ આપવાનેય કોઇ જીવતું ન રહ્યું.

૫

"કેમ માના પટેલ! આમ કેનીકોર?" રૂપા પટેલે વાડીયે જતાં રસ્તે ભેટો થઈ જતાં પુછ્યું.

"ગગાનો વિ'વા કરવો છે તે કન્યાની ભાળ કાઢવા" માના પટેલ બોલ્યા.

"તમારી તરફ કયાંઇ ન મળી કે આની કોર આવ્યા?" ટોણો મારતાં રૂપા પટેલ બોલ્યા.

રૂપા પટેલના મેણાનો મરમ સમજી જવા છતાં માના પટેલ બોલ્યા "એની કોર કરતાં આની કોરની પેદાશ ઠીક થાય છે "રૂપા પટેલનો મેણાનો જવાબ મેણામાં જ આપતાં રૂપો પટેલ બોલ્યા."

"હા, હા, ઈ સાવ સાચુ ભણ્યા. કેમ નહીં. ઇમ ન હોય તો પછી મલકના લોક ઇમ કરે કે? ઈ તો એવું હોય તો જ મલકના લોક ઇમ કરતા હશેને? આ અમારા ઠાકોરે પણ સરધારના વાઘેલાના ખાંડે પરણેલીને રાજ મે'લમાં મોકલી દીધી હશે તે સરધારની માટીની ચીકાશ જોઇનેજ એમ કર્યું હશેને?"

રૂપા પટેલનું એક એક વેણ માના પટેલની છાતીમાં બરછીની જેમ આરપાર નીકળી ગયું. તોય વાત જાણુતો ન જાણુતો હોય એમ કરીને બોલ્યો સરધાર તરફ ઉંચી નજરેય જોઇ શકે એવો કોણ પાણીઆરીનો છે?"

"હજીયે ન જોયો તારો બાપ લીંબડીનો ઠાકોર ભેતસીંહ અકવાણો" ચડહે ભરેલા પટેલે ચડહમાં કહ્યું.

આ સાંભળી માના પટેલના રૂંવે રૂંવા ઉભા થઇ ગયા ને

કોઈ ગરવીનો ગરવ રહ્યો નથી એવું મનમાં બોલીને બોલ્યો "પટલ! એટલો બધો ગરવ ન કરો. ગરવ તો રાજા રાવણનો એ રીયો છે કે તમારો રે'શે?"

"હવે જોયો તમારા ધણીને! લીંબડીને ટાડે ઇ આવે કે?"

પોતાના ગામ ધણીનું આવું હડહડતું અપમાન થતું જોઇને માના પટેલને માથું વાઢી નાખવા જેટલું દુઃખ થતું'તું પણ બીજો કંઇ ઇલાજ ન હોવાથી ચૂપ રહ્યા પછી મન કાબુમાં ન રે'તાં બોલ્યો "વાઘેલાનું પાણી જ તમારે માપવું છે તો હવે તમેય ભાયડા થઇ રે'જો" આમ કહી ખાંડા હારે ગયેલા માણસો લીંબડીની સીમમાં જખમી થયાના ને વાઘેલાને ખાંડે પરણેલી એટલે વાઘેલાની થઇ ચુકેલી રજપુતાણીના લીંબડીના રંગમે'લ નિવાસના સમાચાર દેવા સરધારના મારગે પડયો.

૬

સરધારને ચોરે ખાંડાના આવવાની સઉ કોઈ અધિરાઇથી વાટ જોતા બેઠા છે હમણાં આવશે. હમણાં આવશે એમ કરતાં સાંજ પડવાનો વખત થઇ ગીયો આકાશમાં અછોડાવા જ સુરજ મા'રા જ રીયા હતા એવામાં લોટ ફાકતા મોંએ માના પટેલને સાસભેર આવતા જોઇ ચોરે બેઠેલામાંથી એક જણ બોલ્યો.

પટલ! આજ આમ કેમ? મોંએ મસ કેમ ઢળી?"

"ગામ ધણીનું નાક કપાવા જેવો પો'રો આવી પોં'ચ્યો હોય તો અમનેય શરમ આવે કે નઇ. એવું જ બની ગીયું હોય તો મોઢે મસ ઢળે કે બીજું કંઈ." પટેલ બોલ્યા.

"માના પટેલ! તમે બોલો છો કે બકો છો?"

"ભાઇ હું બકતો નથી પણ બોલું છું."

"તે આમ અવળું અવળું કેમ બોલો છો?"

" લીંબડીવાળે વાઘેલાની લાજ લીધી. વાઘેલાનું નાક કાપી નાખ્યું, ઇ થી બીજું મોઢે મસ ઢળવા જેવું શું જોઇ છે ?"

" શું કીધું ?"

" લીંબડીવાળે સરધારના વાઘેલાના ખાંડાને પરણી ચુકેલીને રંગમે'લમાં બેહાડી દીધી ને એના વાવડ પોં'ચાડવા તમારા એક જણને જીવતો નજ રે'વા દીધો બીજું શું ?"

" પટલ ! આ શું બોલ્યા ? શું આ સાચું જ કો છો ?"

" નકર શું જુઠ્ઠું બોલું છું ?"

" શું આમ બનવા જેગ છે ?" ચોરામાં બેઠેલો ગલઢેરો બોલ્યો.

" વિસવાસ ન બેસતો હોય તો તપાસ કરાવો ને એક વેણુય જુઠ્ઠું પડે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢજો પછી છે ?"

" શું લીંબડીવાલાને ગરવ ચડી ગયો કે અમારી વઉ દીકરી પર હાથ નાખ્યો. ખરેખર એનું મોતજ આવ્યું લાગે છે નકર રજપુતનો દીકરો ઉઠીને આવું બાયલાનું કામ ઈ કરે ?" એક ગલઢેરો બોલ્યો.

" તમે બધા વિચારમાં ને વિચારમાં દિ કાઢી નાખશો અમને રજા આપો. અમારે અમારૂં નાક કાપવાનો ધંધો કરનાર—અમારી લાજ આબરૂ ઉપર હાથ નાખનાર ઇ લીંબડીના પાણીઆરાને અમારૂં પાણી બતાવી દેવું છે. એના મનમાં ઈ શું સમજતો હશે ? શું એની એકનીજ માએ સવાશેર શુંઠ ખાધી છે ? ડાયરામાં બેઠેલા બે ચાર જવાનીયાનું લોઇ તપી જતા લાલુધુમ ડોળા કરી હોઠપર દાંત પીસીને દાંત કચકચાવતા તલવાર પર હાથ નાખતા બોલ્યા.

" જવાનો ! ધીરા પડો. અમે સઉએ લીંબડીવાળાનો ગરવ ઉતારી, એને મોતના મે'માન બનાવી, એના લીંબડીને ખેદાન

મેદાન કરી, વાઘેલાની થઇ ચુકેલીને સસધાર લાવવા તમારી હારે આવીએ છીએ. ભલે ઇ પણ બે ઘડી વાઘેલાનાં ઝપાટા જોઇ લે" આમ કહીને તરતજ પળવારમાં ગલઢેરા ને જવાનીયા બેય ઘોડે ચડીને લીંબડીપર વેર લેવા લીંબડીના મારગે પડયા.

૭

ટાઢાપોરનો સમો થતાંજ સરધારના વાઘેલા લીંબડીની સીમમાં આવી પહોંચ્યા. લીંબડીની સીમમાં દાખલ થતાં લીંબડીના જવાનોને તેમની હારે ભેટંભેટા થઇ ગયા. બેય તરફથી તલવારો ખેંચાઇ ને પળવારમાં તીંયાની જમીન લોહીથી રંગાઇ ગઇ. ધડાધડ લીંબડીને સરધારના જવાનોના લીલુડા માથા બાજરાના ડુંડાંની જેમ વઢાવા લાગ્યા. ધરતી તો કંકુ વરણી થઇ ગઇ.

સુરજ મા'રજ મેર બેસવાની તયારીમાં હતા એવામાં સરધારમાં ધણીને ખેતસીંહ મકવાણાના ભેટંભેટા થઇ ગીઆ. બેય એક બીજા પર ત્રાપ મારીને કુદી પડયા. બેય વચ્ચે જબરૂં ધીંગાણું થીયું કોણ જીતશે ઇ ચોકસ કોઇ ધારી શકતું નો'તું. એવામાં સરધારના વાઘેલાએ ફુદડી ફરીને ખેતસીંહ મકવાણા પર તલવારનોવાર કર્યો મકવાણાએ પણ એવા જ જોરથી ફટકો માર્યો પણ વાઘેલાનો ઘા તેને જીવલેણ નીવડયો. સરધારવાળાના ઘાથી એની છાતી ચીરાઇ ગઇ ને તે ભફ દઇને ભોંય પર પડયો.

લીંબડીના ધણીના પડવાના સમાચાર વા વેગે રાજમે'લમાં પો'ચી જતાં લીંબડીના ધણીને મનથી વરી ચુકેલી રજપુતની બેટી પોતાના અંતરના દેવને મળવાને સ્વર્ગપુરી તરફ જવાને ચાલી ગઇ.

# સાચો બાપ

"ભાભા! ભાભા! કાળો કે'ર થઈ ગયો ગજબ થયો ગ જ બ થયો, બાપ થઈને છોકરાના હાથમાંનું રોટલાનું બટકુંયે ઝુંટવી લેવા લાગ્યો. પેટના છોકરા જેવા છોકરાના હાથમાંના બ ટ કા રોટલા તરફ પણ કુડી નજર કરી. ભલા ભગવાને પણ હજારોના પાલણહારને આવી કમત કેમ સુઝાડી? ખરેખર ભાભા! કળજુગનો પોરો આવ્યો ખરો, નકર વસ્તીનો બાપ, હજારોનો રખેવાળ આમ કુડી નજર કરે?" ભાતનું પોટલું નીચે મુકી કોશ હાંકતા ભાભા પાસે જઈ જુવાન બોલ્યો.

જુવાનના આ વેણ સાંભળતાં જ કોશ હાંકતાં ભાભાની ડાકલી ફાટી રહી તે ફાટે ડાચે મોઢું વકાસીને જુવાન શું કેવા માગે છે તે સમજી ન શકવાથી–તેની સુજ ન પડવાથી ચકર વકર ડોળા ફેરવતો આભાની જેમ જોઇ રહ્યો.

ભાભાને આમ ફાટે ડાચે જોઈ રહેલો જોઇ જુવાન બોલ્યો "કેમ ભાભા! ડાગળી ચસકી કે? આમ બોઘાની જેમ ડોળા ફાડીને શું વકાસી રહ્યા છો? અરે ભાભા! માઠો દિ' બેઠો છે માઠો નકર આમ થાય? ભાવેણાનો ધણી તેની વસ્તીના પેટ પર પાટું મારે? લોઇનું પાણી કરી બાર બાર મહીને પેટનો ખાડો ભરાય એટલું મેળવતા ધરતીના પુતર ખેડુના મોંમાંથી કોળીયો ખેંચી લેવાનો ન કરવાનો કામો ઈ

વસ્તીનો ધણી કરે ? ભાવેણાના ધણીને આવી કમતી તે વળી સુઝે ?" ભાભાને ચકર વકર ડોળા ફેરવતો જોઈ જવાન બોલ્યો.

ભાવેણાના ધણીનું નામ સાંભળતાં જ ભાભાની લાગણીઓ તેજ થઇ હૃદયમાં પોરસ ચડયું. રગે રગે વફાદારીનું લોઈ ધબકારા મારવા લાગ્યું. નસોમાં અજબ ચેતન આવી ગયું, જવાનના છેલ્લા વેણ સાંભળતાં જવાનનો એક એક વેણ ભાભાને બરછી જેવો ખુંચતો હોવાથી બોલ્યા.

" અલ્યા ! જરા વિચારીને બોલતો જા. આમ જીભ હલાવવી આપણને ધરતીના પુતરને કેમ પાલવે ? જીભ હલાવવી ઇ વાણીયા બામણનું કામ બીજાનું કામ કરવા જતાં બાપદાદાનું ભુલતો નહિ; જેના કામ હોય ઇ કરે સમજયો ? જરા લાજ મરજાદ તો રાખતો જા, આમ ફાટે ડાચે જેમ આવે–એમ કેમ ભસ્યે જાય છે ?" રાજ તરફની વફાદારીએ રગેરગમાં થનમનાટ મચાવતા ભાભાને ઉપલા વેણ બોલવાની ફરજ પડી.

" હવે જોયો ઈ તમારા ભાવેણાના નાથને ? ખેડુના દીકરાના રોટલામાંયે નજર ગઇ ઇ કે બીજો ? ગરીબ વસ્તીના– છોકરાંના મોંમાંથી રોટલાનું બટકુંયે ખેંચી લેવાને બાર પડયો છે ઇ કે બીજો કોઈ તમારો મલકનો પાદશા ?"

" લે, લે, નાને મોઢે ફાટું ફાટું ઓછું બોલ. જરા સંભાળીને– બોલતો જા નકર જોયો છે આ પરોણો ?" આમ કહી તેના હાથમાંનો પરોણો બતાવતાં ભાભા બોલ્યા, " એક ઉબામાં દઇશને તો ડેબુંયે ભાંગી જશે ને ધોળે–દિયે તારા જોવા પડશે."

" તમારો રાજા મોટો કરણનો અવતાર છે ઈ ભાવેણાનો

ધણીએ ડેબામાં દેને તમે યે પડયા ઉપર પાટુ મારો તારે અમારે રાવ કયાં કરવા જવું ? અને ભાભા ! તમે બીજું કરવાનાયે શું હતા ? મારો ભાભા ! તમે ને તમારો ભાવેણાનો ધણી અમારા પર હળ હાંકો, અમારૂં લોઈ જેટલું પીવું હોય એટલું પીવો, પણ જોજો વહતીના ઝાઝા નીહાકા સારા નહિ હો. આજતો વહતી લોઇના આંહુંડે ચોધાર રૂએ છે. તમારા જેવા ગામના પટલે તો ગામના આંહુંડા લુવા જોઈ તીંયાં તો તમેજ ફ્ટકાવો છો. ઇએ કળજગ નઈ તો બીજું શું ?"

જે દીકરાએ જનમ ધરીને આજ સુધીમાં ભાભાનું એક પણ વેણ ઉથાપ્યું નો'તુ, જે દીકરો ભાભાના બોલને વેદ વચનને બ્રહ્માનો બોલ ગણતો હતો તેને આમ જેમ આવે તેમ બોલતો જોઇ, આમ અવળા અવળા શરીરની રૂંવાટી ઉભી કરી દે તેવા વેણ બોલતો જોઇ ભાભાના મનમાં કાંઈ ન થવાનું થયું હોવું જોઇ ન કર મને પુછયા વગર પાણીનું પાવરૂંયે ન પીનારો દીકરો આજ આમ અવળા વેણ કેમ બોલે ! આમ, વિચાર થતાં ભાભા બોલ્યા " બાપ રત્ના ! આમ આજ જીભે ઉંધી સરસરતી કેમ બેઠી છે ? કોઇ દિ નઇ ને આજ આમ મોં ફાટ અવળું અવળું કેમ બોલ્યે જાય છે ? જે કે'વું હોય તે ઝટ ભસી મરને ? કાંઇક ગુસ્સે થતાં ભાભા આ છેલ્લા વેણ બોલ્યા.

" ભાભા ! સાચે સાચ ભસી મરૂં કે ?" આમ કહીને જુવાને ભાવનગરના ધણીએ ગામની વીઘોટી વધારી હતી તે વિશેની બધી વાત ભાભાને જણાવી.

" અરે ! અકરમી ! તને વાત કરતાંય આવડે છે ? આ તો હમણાં જ તું લગનનું બારમું કરી નાંખે તેવો ઘાટ કરી

બેહત. જો જરાક મોડું તેં મને આ કીધું હોત તો તારા હાડકા પણ ખોપરા થઈ જાત. ભલા માણહ ! હવે જવાનજોધ થીયો જરા સમજણ તો રાખતો જા. જયાં હોય ત્યાં ઠેકડીને બસ ઠેકડી જ. ઠેકડી કે મશકરી જાં કરવાની હોય તાં કરાય કંઇ બધેય ઠેકાણે શોભતી હશે ?" વાત જાણી લીધા પછી **ભાભા** બોલ્યા.

"પણ...**ભાભા** ! શું કરૂં ? મને એવી ટેવ જ પડી ગઇ છે ત્યાં હવે શું થાય ?"

એવામાં કુંઇક યાદ આવતાં **ભાભા** બોલી ઉઠયા "રત્ના ! બાપ ! ઈ ભાતું પાછું લઇ લે. આજે **ભા**વેણાના ધણી પાંસેથી ગામના લોકને નીયાય અપાવ્યા વગર રોટલાનું બટકું મારે મોંમાં મુકવું ગોમેદ અરે ગાની માટી બરાબર છે." આમ બોલી રત્નાને લઇને **ભાભા** ગામ તરફ જવા લાગ્યા.

૨

વીઘોટીનો વધારો થયેલો સાંભળી આખા ગામના લોકના જીવ ફફડી રહ્યા છે. આખા ગામમાં હાહાકાર ને કાળો કે'ર વરસી ગયો છે. બધાયના અન જળ રખડયા છે. સઉના જીવને જંપ નથી. દરેક કાળા માથાના માનવીના અંતર ફફડી ઉઠયા છે. ગામનું નાનામાં નાનું છોકરૂં પણ **ભા**વેણાના ધણીને આવી કમત કેમ સુજી તેમ પોકાર પાડી રહ્યું છે. સઉ કોઈ ગામના પટલના આવવાની કાગના ડોળે વાત જોતાં સીમ તરફ નજર દોડાવી રહ્યા હતા.

તેવામાં છેટેથી પટલને આવતો જોઇ નાનાં છોકરાં પણ ગેલમાં આવીને કીકીઆરીઓ પાડતાં બોલી ઉઠયા, "ઓ આવ્યા. પટલ **ભાભા** ઓ આવ્યા."

થોડી વારમાં તો પટલ ઝાંપા પાસે આવી પહોંચ્યા; ઝાંપા પાસે આવતાં જ સહુના મોં કાળા મસ જેવા થઈ ગયેલા જોઇ પટલ બોલ્યા, " એમાં મોઢે મસ શું કરવા ઢાળો છો ? બીવો છો શું કરવા બાર બાર મહીનાની મે'નત પછી રોટલાનું બટકું મળે છે તે ભલેને ઇ રાજા હોય તોયે કેમ લેવા દેશું ? પટલીઆઓ ! મોં ન ઉતારી નાંખો. જયાં સુધી મા'રાજ તખતસંગજી બાપુ પાંહેથી ન્યાય ન અપાવું તીંયાં સુધી મારે રોટલાનો કટકોયે ગા'ની માટી જેવો છે."

પટલના આ વેણ સાંભળતાં જ બધાય અવાક થઈ ગયા. શું બોલવું તે સમજી શકયા નઇ તેથી કોઇ પણ એક વેણ બોલ્યા વિના મુંઢની જેમ ભાભાના મોં તરફ તાકી રહ્યા.

"કેમ પટલીઆઓ : શું વચાર કર્યો ? કેમ બોલતા નથી ? આમ મુંગાને મુંગા બેસી રીયે કંઇ તમારૂં દખ ઓછું જવાનું છે. જો વિઘોટી માફ કરાવવી હોય તો તમારે અમારી સાથે મા'રાજ તખતસંગ પાંસે અરજે આવવું પડશે." બોલો શું વચાર છે ?"

"પટલ અમે તો તમે લઇ જાવ તીંયા આવવા તૈયાર છી અમે તમે જે કામ કરો તેમાં કેદિ આડો હાથ નાખ્યો છે. તે નાંખશું ? ને આ તોં તમે કીંયાં તમારા સવારથની વાત કરો છો આમાં તો ગામ આખાનોયે સવારથ છે.

ગામના માણસોના આવા વેણ સાંભળતાં પટલને પાણી ચડયું. બધી વહતી તેને પડખે છે તે સાંભળી પટલના પગમાં બમણું જોર આવતાં તે બોલ્યા. " ત્યારે અમરા પટલ આજે જ મા'રાજ તખતસંગને અરજ કરવા ભાવનગર જઇએ તો ?"

"તમારા વચારે વચાર પટલ ? તમે અમારા ગામના પટલ છો. ગામના માથાના મોર છો તમે જેમ કો તેમ ગામ કરવાને તીયાર છે" અમરા પટલ ગામની વતી બોલ્યા.

"ગામની મારા ઉપર આટલી બધી રે'મ ને લાગણી જોઇ મારૂં હૈયું હસી ઉઠે છે. તારે પટલીઆઓ સાંજના જ ભાવનગર અરજે જવાનું રાખો તો ઠીક આજે સોમવાર એટલે ભોળા શંકર ભગવાનનો વાર છે. મારો વાલો ભલો થઇને તખતસંગ મા'રાજના રૂદીએ ચડી બેહશે કે તમારૂં કામ પાર પડયું જ સમજી લો"

"તીયારે પટલીઆઓ સાંજના ભાવનગર જવા ગાડા જોડાવશું ને ?" અમરા પટેલે ગામના પટેલીઆઓને પુછયું.

"હા, હા, જેવો ભાભા પટલનો વચાર"

"મારો વચાર તો મેં તમને અગાઉથી જ કઇ દીધો છે" પટલ બોલ્યા.

"ત્યારે બોલો સાંજના જવાનું જ છે ને ?" અમરા પટેલે પુછયું.

"એમાં તે વળી પુછ પુછ શું કરવાનું હતું, સાંજના ગાડા તૈયાર" આમ બોલીને પટેલીઆઓ ચોરેથી વીખરાઇ ગયા.

## ૩

સુરજ મા'રાજ મેર બેહવાની તૈયારીમાં હતા. મંદીરની ઝાલર પર ડંકા પડુ પડુ થઈ રહ્યા હતા તે વખતે ભાભાએ ગામના બીજા પટલીઆઓને લઇને ભાવનગરના માર્ગે ગાડા દોડાવી મુકયા.

સુરજ દેવતા, રાણી રન્ના દેવ સાથે રથમાં બેસીને આકાશમાં સફર મારી રહ્યા છે. પરભાતનો પો'ર થતાં ભાભાને

બીજા પટલીઆઓના ગાડા ભાવનગરના પાદરમાં આવી પોંચ્યા. ધરમશાળામાં ગાડા બાંધીને બીજા પટલીઆઓને લઇને ભાભા ભાવેણના ધણીને અરજે જવા રાજમે'લ તરફ રવાના થઈ ગયા.

રાજમે'લની પાસે આવતાંજ પટલીઆઓના હૈયા ફફડી ઉઠયા. મારાજ તખતસંગ નીયાય આપશે કે નઈ તેમ હચુ પચુ થવા લાગ્યું. કચારીમાં જતાંજ પટલીઆઓને પરથમ ગગા ઓઝાનોજ ભેટો થઇ ગીયો પટલીઆઓને કચેરીમાં આવેલા જોઇ ગગા ઓઝા બોલ્યા.

"પટલીઆઓ કેમ અહીયાં આવવું થયું ?"

"મા બાપ ! મા'રાજ તખતસંગને અમારા દુઃખની અરજ કરવા આવ્યા છી. શું ભાવેણાનો નાથ વહતીનો બાપ અમારી અરજ નહીં સાંભળે ?"

"સાંભળશે, પટલ કેમ નહીં સાંભળે જે અરજ કરવાની હોય તે મને કો અતારે તખતસંગ મા'રાજ તમને મળી શકે તેમ નથી તો જે કે'વું હોય તે મને જ કઇદ્યો " ઓઝાજીએ સંભળાવ્યું.

"ગગા ઓઝા ! તમે એકજ દીવાનગરી કરો છો કે બીજા કોઇ કરે છે ?" ભોળાદીલના ભાભા બોલ્યા "અને આવી દીવાનગરી થતી હશે કે ? વહતીનું લોઇ ચુહવું છે કે વહતીને પેટના દીકરાની જેમ રાખવી છે ? જોઈ રે જોઈ ગગા ઓઝા તારી દીવાન-ગીરી કે મારાજ તખતસંગને કમતડી સુજાડીને વહતીના બચ્ચાના મોંમાંથી રોટલાનું બટકું યે ખેંચી લેવાને તૈયાર થયો છે. તારી દીવાનગરી તો ભાવેણના ધણીને લજાવે છે."

"પટલ ! પણ છે શું ઇ કહેશો ?" મગજને કબજામાં રાખી ઉસ્તાદ ગગો ઓઝો બોલ્યો.

" આ અમારા ગામની વિઘોટી વધારી તમારે કોઇને પાવરૂંયે પાણી પીતો રે'વા દેવો છે કે લોઈનું ટીપુંએ પી જાવું છે ?"

પટલના આ છેલ્લા વેણ સાંભળતાંજ ગગા ઓઝાને ઝાળ-ઝાળ લાગી ગઈ તેની આંખો લાલઘુમ થઇ ગઇ તેથી તેઓ બોલ્યા " મા'રાજ તમને મળવાને નવરા નથી. તમારા જેવા જે આવે તેને જો મળ્યાજ કરે તો પાર ક્યારે આવે ને તો પછી અમારૂં અહીંયા શું કામ હતું ? જાવ પટેલીઆઓ હુકમ હું ફેરવી શકું તેમ નથી. " આમ કહીને પટલીઆઓને ત્યાંજ રે'વા દઇ ગગા ઓઝા ચાલ્યા ગયા.

ગગા ઓઝાના જવા પછી ભાભાની આંખ ફાટી ગઇ. ધરતીના પુતરને આવો જાકારો અપાતો જોઇ તેનું મોં લાલ-ચોળ થઇ ગયું તેથી ત્યાં બેઠેલા પટલીઆ તરફ જોઇને બોલ્યા " હાલો, ઉઠો બેઠી શું રીયા છો ? હવે અહીંઆ બેઠી રે'વાની કંઈ જરૂર નથી. આપણો નીયાય આપણા હાથે જ બાવડાના બળે મેળવવો પડશે. " આમ કહીને પટલીઆઓને લઇને ભાભા તેમના ગામ તરફ ચાલ્યા ગયા.

ગામમાં આવતાં જ ભાભાએ બધાયને ભેગા કરીને કઈ દીધું કે " તમારે આબરૂ રાખીને જીવવું છે કે નાક કપાવવું છે " તમે કોણ ? ધરતીના પુતર જો તમારૂં નાક કપાણું તો દુનીયા બધીનું કપાણું. બોલો શું કરવું છે ?

" તમે જેમ કો, તેમ કરવાને તીયાર છી " સહુ બોલ્યા.

" તો તમારી જેવી મરજી પણ હું કઉં તેમ તમારે કરવું હોય તો તમારે તમારી વાલામાં વાલી જમીન, ને ઘરબારને છોડી મારી હારે ઉચાળા ભરવા પડશે. બોલો ખેતર પાદરનો મોહ છોડી ઉચાળા ભરવાને તીયાર છો ? "

## સાચો બાપ

" નાક કપાવીને રે'વું " એના કરતાં આબરૂમાં રઇને ઉચાળા ભરવા ઇ શું ખોટું ? અમે બધા ઉચાળા ભરવા તમારી હારે તીયાર છી. "

" ઠીક, તારે કાલ સવારે સઉ સઉના ગાડામાં ઘર વખરી ભરીને તીયાર રે'જો " આમ કઇને ભાભા બીજા પટલીઆ-ઓની હારે પોતપોતાના ઘરે જવાને ગયા.

પટલીઆઓ શું કરે છે તેની ખબર આપવાનો બાતમી-દારને ઓઝાજીએ મોકલ્યો હતો, તે ઉચાળા ભરવાની વાત સાંભળીને પવનવેગી ઘોડીએ ભાવનગર તરફ દોડ્યો. અને કલાક બે કલાકમાં ઓઝાજીના કાને વાત નાખી દીધી.

પટલીઆઓની આટલી બધી હીંમત જોઇ ગગો ઓઝો દંગ થઈ ગયા. ને આ વાતની જાણ કરવાને તે ભાવેણાના ધણી પાંસે ગયા.

મા'રાજ તખતસંગ ગગા ઓઝાને કટાણે આવેલા જોઇ બોલ્યા, " અત્યારે આવવાનું કારણ ? "

આનો કાંઇ જવાબ નહીં આપતાં ગગા ઓઝાએ પે'લેથી છેલે સુધી વાત જણાવી કહ્યું " પટલીઆઓ કાલે ઉચાળા ભરવાના છે. "

" શું આ ખરૂં છે ? "

" સુરજ દેવતા આગના ભડકા જેવા ઉનાળામાં તપે છે ઈ જેટલું ખરૂં છે એટલું જ આ પણ ખરૂં છે. "

" ઠીક છે, તમે તીંયા જાવને ગમે તેમ કરીને પટલીઆ-ઓને રોકી રાખજો હું તીંયા આવી પોં'ચું છું. " આમ કહીને મા'રાજ ચાલ્યા ગયા.

## ૪

પરભાતનો પો'ર થવાને થોડી વાર છે. સુરજ દેવનું અજવાળું અંધારાને ખસેડતું જાય છે. ખેડુઓ પોતપોતાના ગાડા જોડી ઘર વખરી ભરી રહ્યા છે. ત્યાં ગગા ઓઝા આવી પહોંચ્યા. તેમણે ભાભાને ઘણા ઘણા સમજાવ્યા પરન્તુ ભાભા એકના બે નહિ થતાં બોલ્યા, " ગગા ઓઝા ! તમે રાજના દીવાન ખરા પરન્તુ રાજના કરતાં વહતીનો હક્ક તમારા પર વધારે છે. તમને જે પગાર મળે છે તે અમારા પરસેવાના ટીપાંનો—અમારી કાળી આંતરડીની મે'નતનો મળે છે, તમે રાજના કરતાં વહતીના નોકર પે'લાં છો, જ્યારે નીયાય લેવા તમારે પગે પડતા આવ્યા હતા, તારે કુતરાની જેમ હડધુત કરીને કાઢી મુકયા. હવે અમે તમારે જોડે કંઈ વાત કરવાના નથી. ભાવેણાનો ધણી આવી મનાવશે તો ઈ ટાણે જોઈ લેશું."

વહતી ઉચાળા ભરે છે તે સાંભળતાં જ મા'રાજ તખતસંગનું લોહી બળવા લાગ્યું. અનાજનો કોળીયો ગળે પણ ન ગયો. એટલે તરતજ તેઓ પણ કાળી રાતે પટેલીઆઓને મનાવવા ઉપડયા ને ગામ પાસે આવી ગા'ા જવાના મારગ આડે ઉભા રહ્યા.

પરભાતનો પો'ર થતાં જ ગાડાની લંગર ગામના ઝાંપા બહાર આવી પહોંચતાં જ, પટેલીઆઓએ ભાવેણાના ધણી તખતસંગજી મા'રાજને ગાડા જવાના મારગમાં આડા ઉભેલા જોયા.

ભાવેણાના નાથ ! અમારો મારગ મુકો. " અમારા છોકરાને બટકુ રોટલો ય નથી મળતો તે ઇ રોટલા ભેળા થવા દો " ભાભા બોલ્યા.



પરભાતનો પો'ર થતાંજ ગાડાની લંગર ગામના ઝાંપા બા'ર આવી પોં'ચતાંજ પટેલીઆ-
ઓની નજરે ભાવેણના ધણી તખત સગજી મા'રાજને ગાડાનો મારગ રોકીને ઉભેલા પડ્યા.

## સાચો બાપ

"પટલ ! જાવ. ખુશીથી જાવ હું કીયાં તમને રોકું છું ? તમને કોણ જવાની ના પાડે છે જવું હોય તો ખુશીથી જાવ પણ તે કેવી રીતે ખબર છે ? મારા શરીર–દેહ પર તમારા ગાડા ચલાવીને જ" મા'રાજ તખ્તસંગજી ગદ ગદ કંઠે આમ બોલીને મારગમાં આડા સુઇ ગયા.

તખતસંગ મા'રાજને મારગમાં આડા સુતેલા જોતાં જ ભાભાને બીજા પટલીઆઓ–દોટ મુકીને મા'રાજ તખતસંગના પગમાં પડયા ને મા'રાજને ઉભા કરી બોલ્યા "પટલીઆઓ ! ગાડા પાછા વાળો."

ગાડા પાછા વળાવી ભાવેણાનો ધણી ચોરામાં ભાભા સાથે આવ્યો ને તરત જ આ એકજ ગામની નહિ પણ આખા રાજની વધારેલી વીઘોટી માફ કરવાનો ઢંઢેરો પીટાવ્યો.

આમ ઢંઢેરો પીટાવી મા'રાજ તખતસંગજી ભાવનગરની વસ્તીના "**સાચો બાપ**" થયા.

ઢંઢેરો સાંભળી વસ્તી પણ ધન ધન રાજા તખતસંગ ધન્યરે ભાવેણાના નાથ. આજ તમે તમારી વહતીના "**સાચો બાપ**" થયા એમ બોલવા લાગી.

દરેક યુગમાં પ્રજાને પોતાનું ખમીર બતાવીને જ અદલ ઇન્સાફ મેળવાની જરૂર પડેલી છે, ને જયારે પ્રજા જ પોતાનું ખમીર બતાવી અમાનુષી જલ્મો સામે પોકાર ઉઠાવી ગુલામીની જંજીરો ફેંકી દેવાને કટીબદ્ધ થાય છે ત્યારે એવી કોઈ પણ શક્તિ નથી જે પ્રજાની માગણીને તાબે ન થાય.

# જાનની વ્હારે

"હેમચંદ શેઠ છે ?" ઉનાળાના ધોમ ધોમ ધખતા અંગારા જેમ ભાલા ફેંકતા દિમાં જમી પરવારીને જરા હેમચંદ શેઠ આડે પડખે થવા પડયા ત્યાં એની ડેલીએ આવીને કોઈએ એમના નામનો પડકાર કર્યો.

ઉંઘમાંથી ઝબકી હાંફળા હાંફળા થતાં આવા લુઝરતા તડકામા કોણ આવ્યું હશે એવો મનસુબો કરી ડેલીને બારણે આવતાં બોલ્યા "કોણ છ ? અત્યારે આવા ધોમે ધોમ ધખતા તડકામાં કોણ આવ્યું છે ?"

શેઠના બોલવાનો અવાજ સાંભળી શેરીમાં ઉભેલા પરસેવાથી અંગેઅંગ નીતરતા બે જણ ડેલીમાં આવ્યા. આવનારને ઓળખી જતાં હેમચંદ શેઠ બોલ્યા "કોણ જગાભાઈ ? આવા લુઝરતા તડકામાં કેમ આવવું થીયું ?" રાયચંદ શેઠના મુનીમ જગાભાઇને ઓળખી જતાં શેઠ બોલ્યા.

"કામ વગર તે કોઈનું ગામેતરૂં થીયું કોઇએ જાણ્યું છે શેઠજી ?" મુનીમની સાથેનો બ્રાહ્મણ બોલ્યો.

"તીયારે તો જે કામકાજ હોય ઇ ફરમાવો" શેઠ વિવેક કરતાં બોલ્યા.

"શેઠજી ! ઈ શું બોલ્યા ? તમે તો મોટા માણસ કે'વાવ

કામ કાજ હોય તોય ઇ તમને તે સોંપાય ?" મુનીમે વધુ વિવેક કર્યો.

" કેમ હજીયે ડેલીની બાર લુઝરતા તડકામાં ટાઢ ન ઉડી હોય તો ઉડાડવા ઉભા રે'વું છે ? "

" શેઠજી ! હવે બા'ર ઉભે રીએ કીયાં પાલવે એમ છે. અમે તો તમારા રહોડાના મે'માન થવાને આવ્યા છી. "

મુનીમના આ વેણુ સાંભળતાં જ હેમચંદ શેઠના દીલમાં નવાઇ થઇ. કોઇ દિ નહીં ને આજ રાયચંદ શેઠના મુનીમને આવેલો જોઇ ને અધુરામાં પુરૂં આમ બોલતો જોઈ તેના દીલમાં રમી રીયેલી વાતનો તોડ હેમચંદ શેઠ ન કાઢી શકવાથી બોલ્યા " તમારા બોલવામાં કંઈ ભેદ જેવું જણાય છે. "

" શેઠજી એમાં ભેદ જેવું વળી હતું જ શું ? અમારા શેઠના અંતરમાં તમારા સગા થવાનો કોડ જાગવાથી તે પુરો કરવા અમને અહીંયા મોકલ્યા છે હવે ઈ પુરવો કે ન પુરવો ઇ તમારા હાથમાં છે. " મુનીમ સાથેનાં ગોર મા'રાજ બોલ્યા.

" તો અમે વળી કે દિના દુશ્મન છી. અમારા બાપદાદાની વારીમાં ઇ ગમે એમ થઈ ગીયું હોય એનો અમારા દીલમાં જરાયે મેલ નથી. " હેમચંદ શેઠ તેમનું દીલ સાફ છે એમ બતાવવા બોલ્યા.

" ને અમારા શેઠના દીલમાં પણ એવું કંઈ નથી એટલે તો તમારી પાંહે મોકલ્યા છે ને " ગોરમા'રાજ બોલ્યા.

" જગાભાઇ ! આ તમારી હારે આવેલ આદમી બ્રહ્મદેવ હોય એમ જણાય છે, ખરૂં કે નઈ ? "

" હા, હા, શેઠજી એમજ છે. ઇ અમારા શેઠના કુળ ગોર છે ને શેઠેજ એમને મારી હારે મોકલ્યા છે " જગાભાઇએ ખુલાસો કર્યો.

"ગોર બાપા ! પાય લાગીએ" જગાભાઈની સાથેનો આદમી બ્રાહ્મણ છે એવી ખબર પડતાં હેમચંદ શેઠ મા'રાજને પગે લાગતાં બોલ્યા.

"ધનવાન, પુત્રવાન, આયુષ્યવાન ભવ" આમ બોલી ગોર મા'રાજે આશીરવાદ આપ્યો.

આશીરવાદ આપ્યા પછી જે કામ પાર પાડવા આવેલ છે એનો સારો મોકો આવી પોં'ચેલો જોઈ ખંભા પરના ખડીઆ-માંથી રૂપીઓને નારીએળ કાઢી હેમચંદ શેઠના પગ પાંસે મુકતાં ગોર મા'રાજ બોલ્યા જુઓને હેમચંદ શેઠ ! રાયચંદ શેઠે એમની વજેકોરના ચાંદલા.તમારા દીકરા વેરે કરવા મનેને જગાભાઇને આ રૂપીઓને નારીએળ આપીને મોકલ્યા છે. તો શેઠજી ! ભલે રાયચંદ શેઠની આટલી હોંશ પુરી થઈ જાય."

"ગોર બાપા ! તમારા શેઠ જેવાના સગા થવા કરતાં બીજું રૂડું શું ? એમના જેવાના સગા થવાની કોને હોંશ ન થાય ? ને જારે ઇ ધરની સાંકળ ખખડાવીને દીકરી દેવા આવે છે તારે એવો કોણ હશે કે મોં ધોવા જશે ? પણ ગોર બાપા ! દીકરીની ઉમર કેવડીક હશે !"

"ચૌદક વરહની તો હશેજને જગાભાઇ ?" જગાભાઇને પણ વાતમાં ભેળવતા મા'રાજ બોલ્યા "હા, એટલી તો હશેજ" જગાભાઇએ હામાં હા ભણી.

પોતાના દીકરાની ઉમર કરતાં કન્યાની ઉમર ચાર પાંચ વરહની મોટી જોતાં શેઠ વિચારમાં પડી ગયા હવે શું જવાબ દેવો ઇ કંઇ નક્કી કરી શકયા નઈ, એથી મનમાં ગણગણવા લાગ્યા. હા પાડું કે ના, રૂપીઓ ને નારીએળ રાખી લઉં કે પાછું મોકલાવું એનો કંઇ નીરણ્ય ન કરી શકવાથી શેઠ મુંગાજ રીયા. શેઠને આમ મુંગે મોઢે બેસી રીયેલા જોઈ ગોર બાપા

બોલ્યા "જગાભાઇ! શેઠજી આપણું આટલુંયે વેણુ ન રાખે કંઇ ? કરો કંકુના ને ગોળ લાવો ગોળ ગળ્યા મોં કરીએ."

ગોર મા'રાજને આમ બબડતો જોઇ શેઠના દીલમાં પોતાના હાથે દીકરાને કુવામાં નાખવાનું ઠીક ન લાગવાથી બોલ્યા "ગોર બાપા! રાયચંદ શેઠના સગા થવું ઈ તો એક રીતે હુંપદ ધરવા જેવું છે મોટો લાવો છે પણુ જરાક કન્યાની ઉમર મોટી પડે છે નકર એવો સગો ગોત્યોય જડે ?"

"શેઠજી! હવે ઇ કંઈ બોલશો નઈ અમને અહીંથી ઉજળે મોંએ જવાની હોંશ છે તો ભલા થઇને આટલું માની જાવ."

"પણુ હું કે દિ ના પાડું છું: મારે તો ઉમરનો જ વાંધો છે ને? નવ દસ વરહના છોકરાના ચૌદ વરહની કન્યા સાથે લગન કરી હું બેય ભવ બગાડવા નથી ઇચ્છતો, આ મેળ મળે એમ કયાં છે કે તમે નકામી તાણુ કરો છો? આવું કજોડું કરવાથી શું લાભ? આપણા હાથે બેય કુમળા બચ્ચાનો ભય બગાડવોજ રીયોને? ને જગાભાઇ! આમાં કંઇ ખોટું લગાડવા જેવુંજ નથી. ના પાડવાનું કારણુ તો સમજી ગયા ને ?"

"પણુ એમાં શું? છોકરો તો કાલ સવારે ભડભાદર થઈ જશે" છોકરાના મોંએ મુંછ આવશે કંઇ દીકરીને નઈં સમજ્યાને? જગાભાઇ બોલ્યા.

"ઇ બધુંયે ખરૂં. તમારૂં કે'વું સોળ વાલને એક રતી ખરૂં પણુ આમ કજોડું કરવાથી શું લાભ ?"

"તો શું શેઠજી! અમને આમ લુતે મોંએ જ કાઢવા છે?" ગોર મા'રાજ ગળગળા થઇ જતાં બોલ્યા.

"ગોર બાપા! આશું કરો છો? એમાં ગળગળા થઈ જવા જેવું શું છે? જો બનવા જેવું હોય તો લખમી ચાંદલો કરવા આવે તારે મોં ધોવા જાઉં એવો હું મુરખ છું ?"

" જે શેઠજીના દીલમાં સુજે ઇ ખરૂં, ઠીક તારે તો અમે હવે રજા લેશું " જગાભાઈની સાથે ગોર મા'રાજ આમ બોલતાં બોલતાં ઉભા થઈ ગીયા.

" પણ આજની રાત રઇ જાવ તો નહીં હાલે ? "

" રાયચંદ શેઠે આજને આજ જવાબ લાવવા જણાવ્યું છે નકર રાત રઈ જાત કીંયાં પારકાનું ઘર છે. આમ કહી ગોર મા'રાજને લઇને જગાભાઈ તેમના ગામના મારગે પડયા.

૨

રાયચંદ શેઠના હૈયામાં આજે આનંદ ઉભરાઇ જાય છે. હેમચંદ શેઠ જેવાના સગા થવાનો વિચારજ તેને આનંદમાં ગરક કરી દેતો હતો. ઘરનાં માણસો સઉ મા'રાજને જગાભાઇના આવવાની કાગને ડોળે વાત જોતાં બેઠાં હતા સુરજ દેવતા મેર બેહવાની તૈયારીમાં હતા ઇટાણે મા'રાજને જગાભાઇને આવતા જોતાં ઘરના સઉ માણસોના દીલમાં આનંદ આનંદ થઈ ગીયો.

ઘરમાં આવતાંજ રાયચંદ શેઠ બોલ્યાં " કાં ગોર બાપા ! શું કરી આવ્યા ? "

આનો કંઇ જવાબ નહીં આપતાં ગોર મા'રાજ જગાભાઇની તરફ ટગળ ટગળ જોઇ રહ્યા. મા'રાજને આમ મુંગા રહેલા જોઇ જગાભાઇ તરફ જોઈ રહેલા જોઇ રાયચંદ શેઠ બોલ્યા " જગા ! શું કરી આવ્યો ? મુંગો કેમ રીયો છે. બોલને ! તારી જીભ કેમ સીવાઈ ગઈ ? "

" શેઠજી ! દીકરાની ઉમર વીજકોર બેન કરતાં નાની છે એમ કહીને શેઠે ના પાડી " મુનીમ બીતાં બીતાં બોલ્યો.

" તો પછી છોકરો કાલ સવારે મોટો થઇ જશે ને નાનો છે તોય એના મોંએ મુંછ આવશે એમ ભસી મરવું, તું ને ? "

" શેઠજી ! કે'વા જેવું હતું ઇ બધુંયે કઈ ચુકયા'તા પણ હાજ ન પાડે એનો કંઇ ઇલાજ ? "

" એમ ! એને ઘરે ચાઇને દીકરી દેવા જઇએ તોય આટલું બધું અભીમાન ? તીયારે તો ભગવાન પણ જે કરતો હશે ઈ ઠીકજ કરતો હશે. એના ઘરે જઇને મારી દીકરી શું સુખી થવાની હતી. જગા તું ને મા'રાજ બેય તમે તારે જાવ હું એનું અભીમાન એનો ગરવ ગમે એમ કરીને ઉતારી નાખીશ " આમ બોલી લાગ મળ્યે હેમચંદ શેઠનું અભીમાન ઉતારવાનો મનસુબો કરી રાયચંદ શેઠ એના કામે વળગી ગયા.

૩

આમ કરતાં કરતાં વાતમાંને વાતમાં ત્રણ ચાર વરસ વીતી ગયા. હેમચંદ શેઠનો દીકરો જવાન જોધ થઈ ગયો. હેમચંદ શેઠે એનું સગપણ ચરાડવાના નગર શેઠની દીકરી સાથે કર્યું આ સમાચાર સાંભળી રાયચંદ શેઠને ઘણું લાગી આવ્યું. કારણ કે ચરાડવાના નગર શેઠ ને રાયચંદ શેઠને બાપદાદાનું વેર ચાલતું આવતું હતું. એથી એના રૂંવેરૂંવા આ ખબર સાંભળતાંજ ઉભા થઇ ગીયા.

હેમચંદ શેઠે કરેલ અપમાનનો ઘા ઈ ભુલી ગયો હતો પણ આ તાજા ઘાએ એને આગળ થયેલા ઘા પર મીઠું ભભ-રાવ્યું ને આનું વેર લેવાનો વિચાર કરી તરતજ રાયચંદ શેઠે એમના ગામના રઘા નામના કોળીને બોલાવી મંગાવ્યો. રઘાને ત્યાં આવી પહોંચેલો જોઈ રાયચંદને શેઠ બોલ્યા.

રઘા ! તારા સરખું એક કામ પડયું છે કરી આપશે ? "

"અરે શેઠજી ! ઈ શું બોલ્યા ? તમે તો અમારા માવતર કે'વાવ, દકાળમાં મારા બાપદાદાને તમે જીવતદાન આપ્યું તું ઇ અમારા પર કરેલો ઉપકાર હું કેમ ભુલી જાઉં ? જે હુકમ હોય ઇ ફરમાવો. મારા જીવના જોખમે તમારૂં કામ કરી આપું તો જ હું કોળીનો બચ્ચો. નકર મારા બુંદમાં ફેર પડયો સમજજો."

"પણ રઘા ! આ કંઈ લગનના લા'વા લેવા નથી જવું. ખાંડાના ખેલ રમવા જવું છે. બોલ કરી શકશે ?"

"શેઠ ! તમે તો અમાંરા માવતર કે'વાવ તમને તે ના પડાય ? તમારા માટે તો માથું વાઢી આપવાને તયાર છું. આજ અમે જીવતા છી ઇ કોના અનના પરતાપે ? નકર મારા બાપ દાદાનો વંસ રીયો હોત કે નઈ ઈ તો ભગવાન જાણત" રઘો બોલ્યો.

રઘાના આ વેણ સાંભળી રાયચંદ શેઠના હૈયે ટાઢક વળી તેથી તે બોલ્યો "રઘા ! આટલું કામ કરી આવશે તો હું તને દસ વીઘુ રૂપીઆ આપીશ."

"માબાપ ! હું તમારા રૂપીઆનો ભુખો નથી હું તો વટનો ભુખો છું વટનો. જે કરવું હોય ઇ નો હુકમ ફરમાવી દો."

"પણ કદાચ તું ઇ કામ કરતાં પકડાઇ જાય તો ?"

"તો ! શેઠ તમે મને શું વાણીઆ બામણનો દીકરો સમજો છો ? શું તમને તમારૂં નામ આપી દઉં એવો બે લાગે છે ? શેઠ ! આ વાણીઆ બામણની કાયા નઈ આતો કાટીયો વરણ છે. મરતાંયે કોઇનું નામ આપે ?"

"તારે તો રઘા ! જો આપણી બેનનું નારીએળ હેમચંદ શેઠને ઘેર મોકલેલું ને ઈ એણે આપણું અપમાન કરીને



**જાનની વારે** ધમા ચકડીમાં બ્રાહ્મણે ધાનાના એ ચાર આદમીના ઢમણા ભાંગી નાખ્યા. આમ મામલો એકદમ બદલાઈ ગયો.

પાછું વાળેલું ઇ સાંભરે છે ? એનું મારે આજ વેર વારવું છે. વારી આપશે ? "

" જે કે'વું હોય ઇ કઇ દો : તમે કો, તેમ કરવાને હું તયાર છું."

" સાંભળ તારે આજ સાંજના શીરોઇની નદીમાંથી હેમચંદ શેઠના દીકરાની જાન જવાની છે ઇ લુંટવી છે ને આમ કરી મારા હૈયામાં સળગતી હોળી ઠારવી છે. બોલ કરી શકશે ?

" અરે એમાં શું લોં ફાડવી છે–ધાડ મારવી છે તમારૂં કામ કરતાં માથું વાઢી આપવું પડે તોય પાછી પાની ન કરૂં."

" ઠીક ત્યારે કાલ ચાર વાગે શીરોઇની નદી ભુલતો નહીં હો " આમ કહી રાયચંદ શેઠે રઘાને રજા આપી.

૪

ઉનાળાના ધોમ ધોમ તડકામાં સુરજ માં'રાજ અકાશમાં ભાલા વરસાવતા આગળ વધ્યે જાય છે. એવામાં શીરોઇની નદીની ઉંચી નીચી ભેખડોમાં રઘો તેના દોસ્તારોની સાથે જાનની વાટ જોતો એક ભેખડની ઓથમાં ટાંપીને લપાઇ બેઠો છે.

વરલાડડાને પરણાવવા જતી જાનડીઓ હોંશે હોંશ ધરતીને ધમધમાવી દે એવા રાગે ગાણુાગાતી જાય છે. ગાડાને જોડેલા બળદના ગળામાં પે'રાવેલી ઘુઘરમાળનો મીઠો રણકાર ગીતમાં સુર પુરી રહ્યો છે. જાનડીઓ નીચે મુજબ ગીત લલકારવા લાગી.

" મેઘવરણા વાઘા વરરાજા
કેસરવરણા–છાંટણા "

ઉંચા લે'કાવાળા અવાજે જાનડીઓ ગાણાગાતી જાય છે. ગાડા પવન વેગે દોડયે જાય છે એવામાં શીરોઇની નદીની ઉંડી

ભેખડોને વચગાળે ગાડા આવી પો'ચતાં ગાડાવાળાઓએ વેગ ઓછો કર્યો.

જાનમાં ગવાતા ગાણા સાંભળી રવો ને એના દોસ્તારો જાનને નજીક આવવાની રાહ જોતા ભુખ્યા વરૂની જેમ તેના પર તુટી પડવા ટાંપી રહ્યા છે એવામાં જાનને ઉંચી ગગન ભેદી ભેખડમાં આવી પોંચેલી જોઈ રવો ને એના દોસ્તારો બકરાંના ટોળાપર જેમ સાવજ તુટી પડે તેમ તુટી પડયા ને ગાડા ઉભા રાખવાનો પડકારો કરી મારગ આડા ઉભા રહ્યા.

બારવટીઆ—ચોર—લુંટારાનું નામ સાંભળતાંજ વાણીઆ ભાઈના રામ રમી ગયા. સઉની ફે ફાટી ગઇ. જાનમાંના કોઇ મરદના મોંમાંથીયે એક અક્ષર નીકળતો નથી.

ગાડા આગળ આવી તરત જ રવાએ ગાડામાં બેઠેલા આદમીઓને પકડીને-ઉંધા હાથે બાંધી દેવાનું એના દોસ્તદારને જણાવતાં ઈ બોલ્યો "તમારી પાંહેના દાગીના હોય ઇ ઉતારી આપો."

જાનમાં આવેલી કેટલીક જાનડીઓએ તો આડોસી પાડોશાંના માગીને દાગીના પે'ર્યાં'તા એનો તો જીવજ ઉડી ગયો. હૈયામાં ઝાળ બળવા લાગી. પણ કંઈ ઉપાય નઈ હોવાથી સઉ રવાના મોં આગળ ટપોટપ દાગીનાનો ઢગલો કરવા લાગ્યા.

ઘરાણા ઉતારતી એક નવજવાન વાણીયણના રૂપ પર રવાનો એક દોસ્તાર મોહી પડયો ને એણે વાણીયણની મશ્કરી કરી પણ ઉજડ વગડામાં કોઈ છોડાવનાર નહીં હોવાથી ઇ છેડતીને વાણીયણ ગળી ગઇ.

પણ સામેથી ખંભે ખડીયો–કપાળમાં તીલક ને એના કદાવર શરીરના ભોંપર પડછંદા બોલાવતો સામેથી હાલ્યા

આવતા બ્રાહ્મણુથી બાઇ માણુસની વગડામાં છેડતી થતી જોઇ સાખી રે'વાયું નઈ. એની લીંબુની ફાડ જેવી–મોટાભાઇની આંખ લાલચોળ થઇ ગઇ તે દોટ મુકીને પળવારમાં બાઇ માણુસ તરફ બદનજર કરતા રઘાના સાથીદાર પાસે આવતાં બોલ્યો "કેમ અલ્યા ! માથે મોત ભમે છે ? બાઇ માણુહનો મલાજો લુંટતાં તને મોત કેમ ન આવ્યું."

"હવે તું તારે સીધે સીધો ભલો થઇને હાલ્યો જાને, બામણુનો દીકરો છે તે જીવતો જવા દઉં છું નકર ભોં ભેગો જ કરી દેત" રઘો બોલ્યો.

"બામણુનો દીકરો છું તે શું થઈ થીયું ? બામણુનો દીકરો એટલે નામરદ પારેવા જેવી બેનડીયુની લાજ લુંટાતી જોઈ રહે એવું જ તારૂં સમજવું છે ?"

"હવે સીધે સીધો હાલ્યો જાને એમાંજ મોજમજા છે."

"આમ બાઈ માણુહનો મલાજો લુંટાતો જોઇ હાલ્યો જાઉં તો મારી જણુનારીને ગાળ બેહે ઈ જાણે છે ?"

"બઉ પાણીઆરો થવાનું રે'વાદેને ? એક કડીઆરી ડેઆમાં પડશેને તો પાવરૂં પાણીયે નઇ માગે"

એમ છે. તારે તો તું યે માટી થઈ જજે. આ જાનનું એક પણ રૂંવાડું ફરકવા દઉં તો હું બામણુનો દીકરો નોં' તો.

"તો હવે તુંયે માટી થઈજા" આમ બોલી જેવી બ્રાહ્મણુને મારવાને રઘાએ ડાંગ ફેરવી કે તરત જ કુદકો મારીને ગાડામાં ખોસેલા બે આડા ખેંચી લઇને જેમ વર લાડડો ઘુમે એમ મોટાભાઇ ઘુમવા લાગ્યો.

ધમાચકડીમાં બ્રાહ્મણે રઘાના બે ચાર આદમીના લમણા રંગી નાખ્યા. આમ મામલો એકદમ બદલાઈ ગયેલો જોઈ જો

ગામમાં ખબર પડે તો પકડાઈ જવાની બીકે રઘો તેના આદમીઓ સાથે ત્યાંથી વંઝે માપી ગયો.

બાઈયુની લાજ મરજાદ લુંટાતી જોઇને–'**જાનની વારે**' ચઢેલા બ્રાહ્મણને પણ કોળીઓની ડાંગોના ઘા પડેલા હતાં ઈ એને જોમમાં જણાતા નહતા. એનું આખુંય ડીલ લોહીના છાંટડાયે કેસરીયા રંગે રંગાઇ ગયું હતું. કોળીઓના નાસી જવા પછી પડેલા ઘા ટાઢા પડતાંજ લોહીથી રંગાઇ ગયેલો બ્રાહ્મણ ભાફ દઇને ભોંય પડતાં જ દેવના દરબારમાં ચાલ્યો ગયો.

હજી પણ આ વાતની સાક્ષી પુરતો બ્રાહ્મણનો પાળીઓ શીરોઇની નદીમાં ઉભો છે.

# રજપુતની બેટી

ચૈત્ર વૈશાખના ઉના ઉના વાયરા વાય છે. આકાશમાં સુરજ મા'રાજના સળગતા ભાલા વરસે છે. સુરજ મા'રાજ ધોમ ધોમ ધખાવી માણસોને ત્રાય ત્રાય પોકરાવે છે. એવા ધોમ ધોમ ઉનાળાના તડકામાં એક માનવી હાથમાં લાંબી કડીયાળી ડાંગ પકડીને મોટી મોટી ફાળો ભરતો રંગપુરના ગોંદરે આવી પોંચ્યો. મોઢાની ચામડી સુરજ બાપાના તેજમાં શેકાઇને કાળી મસ જેવી થઈ ગઇ છે. આંખે અંધારાં આવે છે. અંગે અંગ પર માટીના થરના થર બાઝી ગયા છે. રૂદીયામાં શ્વાસ માતો નથી એવો આદમી ઠાકોરની ડેલી પાંસે આવીને ભફ દઇને ભોંપર પડયો.

રંગપુરના ઠાકોરના ઘડપણને લીધે થરથર ધ્રુજતા દેહનો—અંગે અંગપર ઘડપણની એંધાણી ચામડીની કરચલીઓ વળી ગઈ છે એને લીધે ભોંપર પડી ગયેલા આદમીને ઉભો કરવાની અંતરમાં ઇચ્છા થવા છતાં ઉભો કરી શકવાને શક્તિવાળા ન હોવાથી તેમને તેમની આ પરાધિન દેહપર ધિક્કાર વછુટતાં પરમેશ્વરનું નામ લેતાં ઠાકોર બોલ્યા "અરે! પરમેશ્વર! આ રજપુતના દિકરાનો દેહ જ્યારે બીજાના સખદ:ખમાં કામ ન આવે તો પછી એનો ખપ શું? એનું જીવ્યું એ શું પરમાણુ?

અરે ભગવાન ! આવી પરવશ જીંદગી જીવાડી શું કામ મારા ઘડપણમાં નાનપ લગાડે છે ? "

એવામાં ભક્ દઈને પડી ગયેલા આદમીને ચડી ગયેલી કળ ઉતરી જતાં ઘડપણમાં પોતાની દેહ બીજાને કામ નથી આવતી એવો વિચાર કરતા ઠાકોર પાંસે આવીને બોલ્યો " ઘણી ખમા રંગપરના ઠાકરને બાપુને ઘણી ખમા. "

" ઇ કોણ ? મેરૂ આયર કે ? " ચામડીની કરચલીઓ વળી ગયેલા થરથર ધ્રુજતા હાથને પાંપણ પાસે લાવીને ઠાકોર બોલ્યા.

" હા. બાપજી ઇતો હું જ છું. "

" કેમ આવ્યો બાપ ? સીમમાં ધણ રેઢું મુકીને આની કોર કેમ આવવું થીયું ? "

ઠાકોરના આ શબ્દો સાંભળતાં જ મેરૂ આયરના મોં પરનું નુર અલોપ થઈ ગયું ને મોંએ મસ ઢળી ગઇ. શું જવાબ આપવો એની કંઇ સુજ ન પડવાથી ઇ મુંગો જ રીયો. "

" આયરને મુંગો રીયેલો જોઇ ઠાકોર બોલ્યા " આયર ! કાં ? કેમ લુલી સીવાઈ ગઈ ?

" બાપુ ! અનદાતા......" આટલું બોલતાં જ આયરની આંખમાંથી ડબડબ પાણીના ટીપાં પડવા લાગ્યા. તેની આંખમાંથી સરાવણ ભાદરવો વરસવા લાગ્યો.

આયરની આંખમાંથી આંસુડાઓ પડતાં જોઈ ઠાકોર બોલ્યા " કાં આયર ! આમ બાયડીની જેમ કાળે આંતરે મોં કેમ વાળ્યું ? "

" બાપુ ! શું કહું ? લાખો માલકણીઓ ધણ વાળી ગયો

છે ને જતાં જતાં કે'તો ગયો છે કે " આમ કહીને આયરના મોંમાથી બાર પડતો વેણ અટકી ગયો.

"કાં આયર! કેમ અટકી ગયો ? કહી નાખને બાપ જે કીધું હોય ઈ?"

"પણ, પણ, બાપુ એવું વચન મારા મોંમાંથી નીકળે ઈ પે'લાં મારી જીભ કેમ ન વઢાઇ જાય?"

"પણ ઇ તારે કીયાં કે'વાં છે, માટે કે' મારા બાપ! એણે જે કેવરાવ્યું હોય ઇ કે'." આમ કહી શું જવાબ આપે છે તે સાંભળવા ઠાકોર આતુર થઇ ગયા.

"કઉં, કઉં કે બાપુ ? બાપુ! એણે કીધું છે કે "બહુ પાણીઆરીનો થાતો'તો તે હવે તારૂં ધણ છોડાવી જજે."

આવા છાતીમાં બરછી વીંધે એવા વેણ સાંભળતાં જ ગરાસીઆના દીકરાને માથે આભ તુટી પડયો. ધરતી માતા જો મારગ દે એમાં સમાઈ જવાનું મન થયું. એથી દુઃખથી ચીરાતા રૂદીયે ઠાકોરે આયરને કહ્યું "બાપુ! મેરૂ! એક પાશેર માટીની તાણને લીધે જ તે મને આમ કે'વરાવે છેને! અરેરે! ભગવાન! આવા મેણા મારે હવે ઘડપણમાં સેવા જ રીયાને! " આમ બોલતાં બોલતાં ઠાકોરની આંખમાં ઝળઝળીયા આવી ગયા.

આજ વખતે કોયલના જેવો ટહુકાર કરતી તેજબા ત્યાં આવી પહોંચી. તેજબાને જોતાં જ ઠાકોર એક ઉંડો નીહાકો નાખી બોલ્યા "આને જો ઠાકર મા'રાજે દીકરો ઘડયો હોત તો મારા સાત કુળને અજવાળે એવી છે. પણ દીકરી એટલે તો પારકી થાપણ" આમ બોલતાં ઠાકોરના દીલમાં પાશેર માટીની ખોટના વિચારો બરછીના ઘા મારવા લાગ્યા,

તેજબા પણ ખરેખર તેજબા જ હતી. તેનામાં નામ જેવા જ ગુણ હતા. તેનું તેજ તેજના અંબાર જેવું મોં મરકમરક થતું હતું. તેનું રૂપ ચંદ્રમાના તેજ જેવું હતું તેનો દેહ તો જાણે કાચની પુતળી જ ને તેનું રૂપ? રૂપ તો જાણે અમરાપરની અપસરાઓને લજાવે એવું હતું. તેના અંગેઅંગમાં તેજ તેજના ભંડાર ભર્યાં હતા જેવી તે રૂપવતી હતી એવીજ તે બુદ્ધિવાળી ને ચતુર હતી. જો પરમાત્માએ એને મરદ ઘડી હોત તો ઠાકોરનું હૈયું ઠારે એવી હતી. તીર ફેંકવામાં ને તલવાર ચલાવવામાં ને ભાલે રમવાં તે એવી તો એક્કી હતી કે તેણે ભલભલા મરદના પાણી ઉતારી નાખ્યાં હતાં.

તેજબાને તેના મા બાપે જ્યારે લગ્ન કરવા કહ્યું હતું ત્યારે આ રણ ચંડી જેવી "રજપુતની બેટી" સીંહણ સીંહનો સાથ ગોતે છે. આ શીયાળીયાઓના ટોળામાં ક્યાંઇ પુરૂષ સીંહ મારી નજરે ચડતો નથી. તો જ્યાં સુધી કોઇ પુરૂષ સીંહ ન પાકે ત્યાં સુધી મારે કુંવારાજ રે'વું પડશે " આમ તેજબાએ ચોખે ચોખું સંભળાવી દીધું હતું.

"બેટા નર શાર્દુલ પાકયો તે તું કેમ જાણશે ?" ઠાકોરે તેજબાને પુછ્યું.

"તીરંદાજીને ખાંડાના ખેલમાં મને હરાવે ત્યારે" તેજબાએ ગર્વમાં ડોક ઉંચી કરીને જ્યારે ઠાકોરે ઉપલો પ્રશ્ન પુછયો હતો ત્યારે જવાબ આપ્યો હતો.

આવી જોગમાયા જેવી દીકરીને જોઈ જે ઠાકોરનું મોં તેજબાને જોતાં જ મલકી જતું હતું. તે આજે તેજબાને જોઇને ચીંતામાં ગરક થઈ ગયા હતા. તે જોઇને તેજબાએ ઠાકોરને પુછ્યું "બાપુ ! મને જોતાંજ જે તમારૂં દીલ હસી ઉઠતું, તમારૂં મોં મરક મરક થતું તે આજ આમ કેમ ?"



“ઊઠ થા જુવાન. જીતશે તો જીતેલી ફોજને હારશે તો સરગમાં અપસરા મળશે.”
આમ કહીને તેજબાઈએ તરવાર ખેંચી કાઢી.

તેજબાના આ વચન સાંભળતાંજ ઠાકોરની આંખમાંથી દડ દડ આંસુઓ સરી પડયા.

"બાપુ! બાપુ! આ શું કરો છો? તમારા જેવા રણઘેલા રજપુતની આંખમાંથી આંસુ કેમ? બાપુ! બાપુ! આ શું તમને રજપુતના દીકરાને શોભે?"

"દીકરા! બેટા શું કઉં? કંઈ કે'વા જેવું નથી. મારા અંતરમાં ભડભડ સળગતી આગની ઝાળો હું કોની પાસે જઇને ઓલવું? બેટા! તું તો દીકરીની જાત, રણવાસમાં રે'નારી અબળા કે'વાય તે મારા દીલની મુંઝવણ કેમ સમજી શકે?" ઠાકોર આગળ બોલવા જતા'તા એવામાં એમનો અવાજ રૂંધાઇ ગયો. એક વેણ પણ બોલી શકયા નહીં. તેજબા! એના બાપની આ હાલત જોઇ એની પાંસે ગઈ ને ઠાકોરને તકીયાને અઢેલીને બેસાડતાં બોલી "બાપુ! આમ મનમાં ને મનમાં શું કામ મુંઝાયા કરો છો? તમારા દીલમાં બળતી આગ—તમારા મનની વરાળ કીધા વગર શું ખબર પડે? તમે શું કામ તમારા દીલમાં ભડભડ બળતા ભડકા ઓલવવાનું મને નથી કે'તા?"

"તેજબા! બેટા! તું તેકાંઈ દીકરો છે તે મારા દીલની વરાળ—ઝાળ ઠારે? બેટા! તું તો પારકા ઘરનું રતન તને શું કહું બેટા! ભગવાને જો એક પાશેર માટી આપી હોત તો એના ઘરે કીયાં ઓછી થઇ જવાની હતી?

"નઈ, નઈ, બાપુ! મને તમારા દીલને બાળી નાંખતી—ઝાળનું કારણ ન જણાવો તો તમને મારા સોગન છે. બાપુ! હું દીકરો નથી ઈ ખરૂં. તોયે મને દીકરો થવાની હોંશ છે: ભગવાને મને નારી ઘડી એમાં મારો શું ઇલાજ? મારો શું ગુન્હો? દીકરીની જાત છું તોય બાપુ! આ દેહ કોના હાડમાંસમાંથી પેદા થીયો છે ઇ જાણો છો?"

"હા, બા. આ હાડકાનો મારખો તો રજપુતનાજ હાડ-માંસમાંથી પેદા થીએલો જ છે તો એમાં કંઇ ના કે'વાશે પણ એથી શું ?" ઠાકોરે જવાબ આપ્યો.

"તો પછી તમારા દીલમાં ભડભડાટ બળતી આગ ઓલવવાનું મને કેમ જણાવતા નથી ?"

"પણ બેટા ! તું તો અબળા જાત કે'વાય. તારાથી એવું વીકટ કામ કેમ થશે ?"

"બાપુ ! બાપુ ! હજી યે મને તમે વાણીયા બામણની દીકરી સમજો છો શું ?" આમ બોલીને "બાપુ ! મારી માને શું કામ એબ લગાડો છો ? હું "**રજપુતની બેટી**" છું ઇયે ભુલી ગયા કે ? બાપુ ! તમારા અંતરમાં બળતા ભડકા હું ઠારીશ, તમારા દીલમાં સળગી રહેલી ઝાળોને હું બુઝાવીશ. બાપુ ! હું દીકરી છું તેથી શું ? મને દીકરો થવાની હોંશ છે. તમારી પાશેર માટીની ખોટ ન રે'વા દેવાના મારા આ કોડ છે. શું તમે મારા આ કોડ નહીં પુરો ?"

તેજબાના મોંમાંથી નીકળતું એક એક વેણ સાંભળતાં ઠાકોરની છાતી ગજ ગજ ફુલાવા લાગી. મોં મરક મરક થવા લાગ્યું. અંતરમાં ટાઢા હીમ જેવા શેરડા પડયા. આથી તેજબાને માથે હાથ મુકી ઠાકોર બોલ્યા "દીકરા ! પાશેર માટીની ખોટ પુરી પાડવાના ભગવાન તારા કોડ પુરા કરે, તોય શું તું દીકરીની જાત થઇને ખાંડાના ખેલ ખેલી મારી આબરૂ બચાવી શકશે?"

"બાપુ ! તમાંરા જેવા રણઘેલા રજપુતના હાડમાંસમાંથી બનેલી હું "**રજપુતની બેટી**" છું એ તો ખરૂંને ? તો પછી શા માટે આવા વેણ બોલી મને હલકી પાડો છો ? રજપુતનો દીકરો હોય કે દીકરી પણ આખરે રજપુતજને ? મોતથી રજ-

પુત જાત ડરતી હશે ?" આમ બોલતાં બોલતાં તેજબાની આંખો લાલઘુમ થઇ ગઇ.

તેજબાના આવા આગ વરસાવતા વેણુ સાંભળતાંજ ઠાકોરનું હૈયું ફુલાઇ ગયું. તેની આંખમાંથી હરખના આંસુઓ દડદડ નીકળી પડયા. તે તેજબાનું ચંડીના જેવું રૂપ થોડો વખત જોઇ રહ્યા પછી બોલ્યા "દીકરા ! તીયારે ભલે જગતની પણ જાણમાં આવે કે રંગપુરના ઠાકોરની દીકરી તેજબાએ ઠાકોરની પાશેર માટીની ખોટ પુરી પાડી હતી." આમ કહીને રંગપુરના ઠાકોરે તેજાબાને કહ્યું.

બેટા! લાખો માલકણીઓ આપણું ધણ વાળી ગીયો છે ને સાથે સાથે કે'વરાવતો ગીયો છે કે "પાણીઆરીનો હોય તો ધણ વાળવા આવજે. કે' બેટા! આ વેણ મને ભાલાની જેમ ખટકે કે નઇ ?" બેટા! તારી જીયારે એવી મરજી છે તો ભલે થઇ જાય. જા બેટા! તારા મનના કોડ પુરા કરી તારૂં "**રજપુતની બેટી**"નું પાણી બતાવી ઇ પાણીઆરીનાનું પાણી ઉતારી આવ. ભોળો શંકર તને સહાય થશે, તારી રક્ષા કરશે." ઠાકોર તેજબાને આશિષ આપતાં બોલ્યા.

ઠાકોરના આવા હરખભર્યા વેણ સાંભળી, ઠાકોરની દિકરાની ખોટ પુરી પાડવાના કોડ ધરાવતી રણચંડી તેજબાએ તરત જ તેજણને પલાણીને માબાપની રજા લઈને તેજણને મારી મુકી. અસ્વારનું દીલ પારખી જતાં તેજણ પણ પુછડાંનો ઝુંડો ઉડાડતી વેગે ચડી.

લગામ ઢીલી થતાં જ તેજણ છલંગ મારતી સાવજની જેમ આભને વાંભ ભરતી દોડયે જાય છે. તેજબા ખંભે ભાથો, હાથમાં ભમર ભાલો ને કેડે કટાર ખોસી "**રજપુતની બેટી**"

નું પાણી બતાવવા ચાલી જાય છે. એનો રણચંડી જેવો દેખાવ જોઈ કોઇ પણ એને રોકવાની હામ ભીડી શકતું નથી. આમ મારતે ઘોડે તેજબાએ દુશ્મનને ને ભેટભેટા થઇ જતાં પડકાર કર્યો.

લાખાએ વારે ચડી આવેલા અશ્વારને જોયો. મુંછનો દોરો ફુટયો નથી એવા અસ્વારને વારે ચડી આવેલો જોઇ લાખો બોલ્યો "પાછો વળી જા બાપ! પાછો વળી જા. ભલા માણસ! તારી પરણેતરનો જન્મારો કેમ જાશે. જવાન! નાહકના બીચારી પારેવા જેવી બેનડીના ચુડલા શું કામ ભંગાવે છે? પાછો વળી જા બાપ! હું ઠીક કહું છું."

"રણે ચડયો રજપુત પાછો વરે ઈ ગોલીને ધાવ્યો જાણજે. હું રજપુતનો બચ્ચો છું. તને રજપુતના બચ્ચાને અવળી શીખામણ દેતાં કંઈ ભોંઠપ નથી આવતી? કે હવે મોતની બીકે ખાલી વગદા કરે છે? માથે મોત ભમી રીયું છે ને આમ નકામા જીભે લોચા શું કામ વાળે છે? પાણીઆરીનો હતો તો હવે પાણીઆરીનો જ રે' ને? ભડ થઇને જીતશે તો જીતેલો જ છે ને હારશે તો સરગમાં અપસરાઓ મલશે." આમ બોલી તેજબાએ તરવાર ખેંચી કાઢી.

પલવરમાં ઝાકાઝીક! ઝાકાઝીક! એમ તલવારોની સામ સામી તાલીઓ પડવા લાગી. બાપના કુળને ઉજાળવાના કોડ ધરાવતી તેજબા ખાંડાના ખેલ ખેલતી ઘુમે છે. એના શરીરપર પડેલા ઘાની એને જરા યે તમા નથી એને તો બસ તમા છે એક ઇ પાણીઆરીનાનું માથું વાઢી લેવાની. એવામાં લાગ મળતાં જ તેજબાએ ભમર ભાલો તોળ્યો ને હમમમ કરતો એવો ભાલો માર્યો કે લાખાના કપાળને આરપાર વીંધીને નીકળી ગયો, ને લાખો ત્યાં જ ઢગલો થઇને પડી ગીયો.

# રજપુતની બેટી

બાપના વેરીને મારી, બાપની પાશેર માટીની ખોટ પુરી પાડી. ધણ વાળીને કેસરીયા રંગે રંગાયેલી તેજબા રંગપુરના પાદર આવી પોં'ચી. ઠાકોરના દીલમાં આજે હરખ માતો નો'તો તેજબાએ આજે એના કુળને અજવાળ્યું'તું. એટલે ઠાકોર વાજતે ગાજતે તેજબાનું સામયું કરવા સામા ગીયા. ઠાકોરને જોતાં જ "બાપુ ! હજીયે પાશેર માટીની ખોટ રઇ ગઈ હોય તો કહી દે જે કે તમારા મનની મનમાં ન રઈ જાય. પાણીઆરીનું પાણી ઉતારી આવી છું" આમ આમ બોલતાં તેજબાની આંખે અંધાળા વળી ગીયા ને ઇ બેભાન થઈને ભફ દઇને નીચે પડી ગઈ.

તેજબાના જેવી અનેક તેજબાની માટીની મોલાત માટીમાં મળી ગઈ છે તોય આજે પણ ગલઢેરાઓ શીયાળાની કડકડતી ટાઢમાં તાપતાં તાપતાં કુંડાળુ વળી બેઠેલા બચ્ચાંઓને તેજબાએ–"**રજપુતની બેટી**" એ ઠાકોરની પાશેર માટીની તાણ કેવી રીતે પુરી પાડી તેની વાત સંભળાવે છે તેજ આ "**રજપુતની બેટી**"ની સાચી ખાંભી છે–સાચી યાદગીરી છે.

[ દીકરી હોવા છતાં પણ પુરૂષનો સ્વાંગ સજી દીકરાની ખોટે બાપની ગાયુનું ધણ વાળી જઇને નામોશી લગાડવાનો પ્રયત્ન કરનાર દુશ્મનની સામે વીરનો સ્વાંગ સજી રણાંગણમાં શત્રુને ધુળ ફાકતો કરી બાપનું ધણ પાછું વાળી દીકરીમાંથી દીકરો બનીને આવનારી રજપુતની બેટીના વીરત્વનો મને રાસડો મળ્યો છે તે નીચે પ્રમાણે છે. લેખક ]

**વાયા વાયા ઓતર દખણના વાયજો**
**ગાયુંરે વળાણી ઠાકોર સા'બનીરે લોલ.**
**ચોરે બેસીને ઠાકોર સા'બે સાંભળ્યુંરે લોલ**
**વારે ચડશે કીયો ભાઈ વીર જો—ગાયું૦**

દીકરી છતાંયે હું વાંઝીયોરે લોલ
રઇ ગઇ પાશેર માટીની ખોટજો—ગાયું૦
ઠાકોર રહ રહ રૂવે રંગમોલમાંરે લોલ
ન મળે પુતર કે માડી જાયો વીરજો—ગાયું૦
ઉપરથી તેજબા તીંયા આવીઆરે લોલ
શાને રૂવો બાપુ રૂદીયા ફાટજો—ગાયું૦
ગાયોની વાળે કોણ જાશેરે લોલ
રઇગઇ પાશેર માટીની ખોટજો—ગાયું૦
હૈયે હીંમત રાખો બાપુ તમેરે લોલ
વારે ચડશે આ તેજમલ વીર જો—ગાયું૦
પાશેર માટીની ખોટ ટાળશુંરે લોલ
દીકરી છતાંયે દીકરો થાઉં જો—ગાયું૦
તેજણ તેજબાએ પલાણીયુંરે લોલ
લીધી લીધી માતાની આશિષ જો—ગાયું૦
બાંધ્યા બાંધ્યા તલવારૂના તોરણ રે
પળમાં આંબ્યા છે ગામના ધણ જો—ગાયું૦
રમે રમે કારડીયા રજપુતજો
અહીંઆ રમે છે તેજબા એકલારે લોલ-ગાયું૦
હાર્યા હાર્યા કારડીયા રજપુતજો
જીત્યા તેજબાને ગાયું વાળીયુંરે લોલ—ગાયું૦
ગાયું વાળીને તેજબા આવીયારે લોલ
મોતીડે વધાવીયા નરનાર જો—ગાયું૦
વાંઝીયા મેણુંરે મારૂં ટાળીયુંરે લોલ
જુગ જુગ જીવજે બેટા તુંય જો—ગાયું૦

# એભલ પટગીર

"કીંયા ગીયો ઈ શિવો ઘરમાં છે કે નઈ" એમ બુમ પાડતો પાડતો તુરખા ગામનો કરમચંદ શેઠ શિવા નામના બ્રાહ્મણના ઘર પાંસે આવી પહોંચ્યો.

પોતાના નામની બુમ સાંભળી કોઈ જજમાન આવેલ હશે એમ ધારીને શિવાની મા ઘરની બા'ર આવતાં બોલી "કોણ છે ઇ? મા'દેવની પુજા કરવા ગીયો છે. શું કામ છે?"

શિવાની માના આ વેણ સાંભળી કરમચંદ શેઠ એના ઘરમાં આવીને બોલ્યા "ઇ તો હું કરમચંદ છું: શિવો ઘરે છે કે નઈ?"

કરમચંદ શેઠનું નામ સાંભળીને શેઠ કંઈ કથા વાર્તા વાંચવા આવવાનું કે'વા આવ્યા હશે એમ ધારીને શિવાની મા બોલી "કેમ કરમચંદ શેઠ! આજ આની કોર અમ ગરીબના ઘરે આવવું થીયું? કંઈ કામકાજ છે? શિવો તો મા'દેવની પુજા કરવા ગીયો છે હમણાં આવશે" આમ કહીને શેઠને બેસવા માટે ખુણામાં પડેલો એક ફાટેલો કોથળો પાથરી આપતાં બોલી.

"કરમચંદ શેઠ! સતનારાયણની કથા વંચાવવી છે કે રૂદરી કરાવવી છે? કીયારનોયે મા'દેવની પુજા કરવા ગીયો છે તે આવતો જ હશે. પળવારમાં આવવો જોઇએ."

આ વેણ હજુ શિવાની માના મોંમાંથી પુરા નીકળાય નઇ હોય એવામાં શિવ સ્તોત્ર બોલતો બોલતો ને ચાંખડીયુંના પટાકા બોલાવતો શિવો તીંયા આવી પોંચ્યો ને શેઠને સવારના પો'રમાં આવેલા જોઇ શિવો બોલ્યો.

" અતારના પો'રમાં કેમ તસદી લેવી પડી શેઠજી ? "

" અલ્યા શિવા ! બામણનો દીકરો છું એમ સમજીને તો અતાર સુધી તારા બાપના દેણાના રૂપીઆ હમણાં ભરી જશે હમણાં ભરી જશે એમ ધારીને મુંગો મુંગો તારી દાનત કેવી છે ઇ જોયા જ કરતો'તો પણ મારૂં તારી દાનત તો તારા બાપને ગુજરી ગયાને પાંચ છ વરહ થઇ ગીયા તોય ખોરા ટોપરા જેવી મને જણાઈ આવી એટલે તો તારી પાંહે આવવું પડ્યું છે. બોલ હવે તારે તારા બાપના દેણાના નીકળતા ચારસો રૂપીઆ ભરી જવા છે કે નઈ ? "

" ચા......ર......સો......રૂ......પીઆ......" શીવો અને એની મા બેય એકી સાથે બોલી ઉઠયા.

" હા, હા, ચારસો રૂપીઆ, કેમ કંઈ લેવા ટાણે મીઠા લાગતા'તાને દેવા ટાણે આકરા લાગે છે ? શિવા ! અતાર સુધી તો તારા બાપની શરમમાં ને શરમમાં કંઇ બોલ્યો નઇ ને બેઠો રીયો'તો પણ હવે તારા બાપનીયે શરમ નથી રે'વાની. આપવા હોય તો ચાર પાંચ દિમાં રૂપીઆ વીયાજ સીખે ભરી જજે. નકર પછી તારા પર ફરીયાદ નોંધાવીને ખોરડું હરેરાજ કરાવીને મારા રૂપીઆ વસુલ કરીશઃ જોજે મારે તારૂં ઘર હરેરાજ કરાવવું ન પડે " શેઠ શિવાને રૂપીઆ ભરી જવાનો તકાદો કરતાં બોલ્યા.

" પણ શેઠજી ! મારા બાપાએ તો ચોપડીમાં શેઠના સો

રૂપીઆ લીધેલા તે ભરી દીધા છે એમ લખું છે એનું કેમ ?" શિવાએ એના બાપની ચોપડી બતાવતાં કરમચંદ શેઠને પુછયું.

"તારા બાપની એ બદામની ચોપડી સાચી ને અમારો હજારોનો વહીવટ કરતો ચોપડો ખોટો એમને ? કેમ પૈસા આપી દેતાં ટાઢ આવે છે ?"

"પણુ રૂપીઆ તો સો લીધાનું લખે છે ને ચારસો કીંયાથી થીયા ?" શિવાની મા બોલી.

"અમારા ઘરે જ ટંકશાળ પડતી હશે ને ? શું રૂપીઆ ળુપીયા તે કઈ વીયાય છે ? રૂપીઆનું વીયાજ નહીં થીયું હોય ?"

"પણ સો રૂપરડીનું તઇણસો તે રૂપીયા વીયાજ હોય કે શેઠજી ?" શિવાની મા ફફડતા હૈયે રૂપીયા નહીં ભરાય તો શું થશે એવા વિચાર કરતી બોલી.

"તો ઇ વખતે રૂપીઆ લેવા શિવાનો બાપ આવ્યો તીયારે તારે શીખામણ આપવી હતીને. ઇંયા તો કંઈ હાલે એમ નથી. બે ચાર દિ રૂપીયાની વાટ જોઇશ. ને જો નઇ આવે તો રૂપીઆ વસુલ કરવા દાવો માંડી દઈશ. અમારે કંઇ રૂપીયા હરામના નથી આવતા કે છોકરા નથી હંગતા કે જવા દઇએ" આમ કહીને રૂપીઆ નહીં ભરી જાય તો દાવો માંડશે એવો ડારો બતાવીને કરમચંદ શેઠ તીંયાથી એમના ઘર તરફ ચાલ્યા ગયા.

કરમચંદ શેઠના જવા પછી શિવાની મા બોલી "દીકરા! હવે શું થશે ? પૈસાવાળાના પખશમાં સઉ થાશે આપણું કોણ બોલશે ? શું ટુંટીયાવાળીને પડયા રે'વાનું આ ખોરડું છે ઈ યે જશે ? બેટા ! પછી આપણી શું હાલત થશે ?" શિવાની મા રડતાં રડતાં બોલી.

"બા, એમાં રૂવે છે શાને ? જેવી ભગવાનની મરજી. ભગવાન જે કરતો હશે ઇ સારા સારૂ જ. તું રોમાં ભગવાન જેવો માથે ધણી છે ને નકામી રોઇને વલોપાત શું કામ કરે છે ?"

"દીકરા ! રોવું નઇં તો શું કરૂં ? રે'વાની આ તુટીફુટી ઝુંપડીમાંય ઇ કારમુખા વાણીયાનો ડોળો ભરાણો છેઃ જે દિ તે દિ ઈ આપણુને ઘર વગરના કર્યો વગર રે'વાનો નથી."

"જેવી પરમાત્માની મરજી. આપણે માણસો ભલે ને ધમપછાડા માર્યા જ કરીએ પણ એની મરજી વગર એક પાંદડુય કોઇ હલાવી શકતું નથી તો પછી નકામી ચિંતા શું કામ કરે છે ?"

એવામાં શિવાની માને એકાએક એક વાત હૈયે ચડી આવતાં ઇ બોલી "શિવા હું કઉં તીંયા તું જશે ?"

"કીયાં જવાનું છે બા ! તારૂં વેણ મેં કોઈ દિ ઉથાપું છે કે ઉથાપીશ ? બોલ ! કીંયાં જવાનું છે ?"

"બારવટીઆ "એભલ પટગીર" પાંહે જશે ?"

"તીંયા જવાથી શું થવાનું છે ?"

"અરે ઇ એભલે તો મને મોંની માની બેન માની છે. આપણું દુઃખ સાંભળીને ઇ આપણુને કંઈક મદદ તો કરશે જ" આમ કહીને ઈ ઘરમાં દોડી ગઇ ને એક માદરીયું હાથમાં લઇને શિવાની પાંસે આવતાં બોલી "લે આ માદરીયું ને એભલ આગળ દોડયો જા કે તારૂં કામ થીયું જ પડયું છે"

"ઈ માદરીયું શેનું છે બા ?"

"એક વખત હું ને તારા બાપા બેય પરગામથી હાલ્યા આવતા હતા રસ્તામાં બારવટીઆનો ભેટો થઈ ગીઓ. બારવટીઆઓને કકડીને ભુખ લાગી'તી એટલે મને ને તારા બાપાને બેયને પકડયા કે તરત જ અમે બામણ છી એમ

જણાવી દીધું. "બામણ" એવું વેણુ સાંભળતાં જ એક કદાવર બાંધાના બેઠી દડીના આદમીએ પડકાર કર્યો "ભેરૂઓ! એને જવા દો. ગા બામણુને અસ્રી જાતના સતે તો આપણું બારવટું હાલે છે. ભુખા ભલે મરી જવું પડે તોય એને લુંટશો નઈ"

બારવટીઆઓના ભુખા ડાંસ જેવા–મોં જોઇ તારો બાપ બોલ્યા "અમારી પાંસે ભાતું છે. અમને એના જરાય જરૂર નથી તમારા મોંપરના રંગ ઉપરથી તમે ભુખે કકડતા હો એમ દેખાય છે લો અમે તમને રાજીથી આપી દઇએ છીએ." આમ કહીને તારા બાપે ભાતું ખડીઆમાંથી કાઢીને બારવટીઆના મોં આગળ મુકી દીધું.

ખાવાનું મળતાં બારવટીઆઓના મોંમાં પાણી છુટવા મંડયું. એભલ તો અમારા ઉપર રાજી થઇ ગીયો તેથી બોલ્યો." ભેરૂઓ! ભાથાના રૂપીઆ સો આ બામણુને ગણી આપો." આમ કહી મારા તરફ જોતાં તે બોલ્યો "ને આ બામણુની દીકરી તો આપણી મોંની માની બેન થઇ ચુકી છે. બેનડી! કોઇ વિપતમાં આવી પડે તો આ તારા મોંના માનેલા ભઇને સંભારજે. એના ગજા પરમાણે તને મદદ આપવામાં ઇ પાછી પાની નઇ કરે." આમ કઇ એની ભેટમાંથી માદરીયું કાઢીને મારા હાથમાં આપતાં બોલ્યો. "બેનડી! અમે તો બારવટીઆ રીયા ઓહાણ ચુકે થઇ જાય તો લે આ માદરીયું ઇ મારા કોઇ પણ ભેરૂને બતાવીશ કે તરત તને મારી પાંહે લાવીને ખડી કરી દેશે." એભલ પટગીર પાંહે જવાનું જણાવતાં શિવાની માએ વાત જણાવી.

"બા જો આમ છે તો પછી વાણીઆના ટુંબા શું કામ

ખાવા જોઈ? તારે તો હું આ હાલ્યો તારા મોંના માનેલા ભાઇ પાંહે" આમ કહીને "એભલ પટગીર"નો ભેટો કરવાને બ્રાહ્મણનો દીકરો રવાના થઈ ગયો.

## ૨

સુરજ દેવતા અગન વરસાવતા લાલઘુમ બનીને તપે જાય છે. ખરા બપોરના તડકા થઈ ગયા છે કોઇ આદમી સુરજ મા'રાજના આવા લુ ઝરતા તડકામાં ડગલું ભરવાનીયે હામ ભીડી શકતો નથી. ડુંગરા પર આવેલા એક ઘાટા ઝાડની નીચે હોકાની નળીમાંથી ધુમાડાના ગોટેગોટા કાઢતો એભલ બેઠો હતો. એવામાં એની નજરે એક જવાનીયો ખરા બપોરે ભટકતો નજરે પડયો.

આવા લુ ઝરતા તડકામાં જેના મોંએ મુંછનો દોરોયે હજી ફુટેલ નથી એવા જવાનને રખડતો જોઇ એભલના દીલમાં દયાના ઝરણા ફુટતાં ઇએના સાથીઓ પ્રત્યે બોલ્યો. "હુર-ભમ! આવા તડકામાં રખડતા ઓલ્યા નવજવાનને જોયો? જોતો ઉપર આવવાના મારગનો ઇ ભોંયો ન હોય એવું જણાય છે. કેમ ખરૂંને? જા જોઇ ઇ કેમ આમ રખડે છે? એની તપાસ કરી આવ જોઇ? ને જો એને અંઈયાજ આવવું હોય તો જા એને અહીંયા લઇ આવ જોઈ."

એભલના મોંમાંથી આ વેણ નીકળતાં જ હુરભમ પવન વેગે આંખના પલકારાની જેમ દોડયો ને પલવારમાં ઇ જુવાનની પાંહે જઇને બોલ્યો "અલ્યા જવાન! આવા ધોમધોમ ઉનાળાના તડકામાં ઝોડના જેવો આ રણુવગડામાં કેમ ભટકે છે? હુરભમની લાલઘુમ આંખો ને વિકાળ ચ્હેરો જોતાં જ

બ્રાહ્મણના દીકરાના રામ રમી ગયા. એની બોકી બંધ થઇ ગઇ. મોંમાંથી એકે ય વેણુ નીકળી શકયું નહીં.

આમ જવાનને મુંગો ઉભો રીયેલો જોઇ હુરભમ પડકારો કરતાં બોલ્યો " અલ્યા ! કેમ જવાબ આપતો નથી ? શું હું ખડ વાઢુ છું તે બોલતો જ નથી ? અલ્યા ! આવા રણુ વગડામાં કેમ ભટકે છે ઇ ઝટ ભસી મરને ? "

" માબાપ " આટલું બોલતાં તો બ્રાહ્મણના દીકરાના હાજાજ ગગડી ગયા. શું જવાબ આપવો એનો વિચાર કરવા લાગ્યો. એવામાં એની માએ " એભલપટગીર " ને બતાવવા આપેલું માદરીયું હૈયે ચડી આવ્યું ને તરત જ ખભા ઉપર નાખેલા ફાળીયાના છેડેથી માદરીયું છોડીને એને બતાડતો બોલ્યો " મારે એભલ બારવટીયાનું કામ છે. મારી માને એણે માની જણી બોન માની છે. ઈ કેતી'તી કે એભલ તો દઃખીઆના દઃખ કાપી નાખે છે ખરૂં ને ? હું યે મારૂં દઃખ એની પાંહે રોવા આવ્યો છું. "

" ઇ બધું ય ખરૂં પણ એભલે તારી માને માની જણી બોન માની'તી ઇ કેમ મનાય ? " હુરભમ બોલ્યો.

" આ માદરીયું છે ને ! મારી માને એભલે જ આ માદરીયું એની એંધાણી માટે તો આપેલું છે ઇનાથી બીજી એંધાણી કઇ હોય ? " આમ બોલી શિવા મા'રાજે માદરીયું હુરભમના હાથમાં મુકયું.

માદરીયું જોતાં જ હુરભમ તો દંગ થઇ ગીયો. એભલનું માદરીયું આની પાંહે કીંયાથી એમ વિચાર આવતાં ઇ બોલ્યો " અલ્યા જવાન ! સાચુ બોલજે નકર માથું વાઢી નાખીશ. આ માદરીયું તારી પાંહે કીયાંથી આવ્યું ? "

" બીજે કીયાંથી આવે ? મારી બાએ જ ઇ મને આપું છેઃ ને આ લઇને એભલ મામા પાંહે જઇ, મારી માના ધરમના ભઇને અમારૂં દઃખ સંભળાવી અમારૂં દઃખ ટાળવા કે'વાનું છે. મારી માયે મને કેતી'તી કે એભલ એનો ધરમનો ભાઈ છે. ઇ જરૂર અમારૂં દઃખ ટાળશે. "

બામણના દીકરાના આ વેણ સાંભળતાં જ હુરભમ બોલ્યો " તારે જવાન ! તારે તો એભલ બારવટીઆ પાંહે જ જવું છે ને ? તને ઇ બાંરવટીઆ પાંહે જતાં બે તો નઈ લાગે ને ?

" મારી માના મોંમાન્યા ભાઈ પાંહે—મારા મામા પાંહે જવામાં મને બે શેનો ? " શિવો મા'રાજ બોલ્યો.

" એમ ! તારે તો હાલ મારી હારે હું જ તને "એભલ પટગીર"નો બેટો કરાવી દઈશ. "

" એમ કરો તો તો તમારા જેવો બીજો કોઈ પરમેસરે નઇ. ભગવાન તમારૂં ભલું કરશે. " આમ બોલી બામણનો દીકરો હુરભમની હારે એભલ પાંહે જવાને તયાર થઇ ગીયો.

" તારે તો મા'રાજ ! મારી પાછળ પાછળ હાલ્યા આવો " આમ કહીને લુઝરતા તડકામાં આથડતા જવાનને લઇને એભલની પાંહે જવાને હુરભમ રવાના થઈ ગીયો. ને પળવારમાં એભલ બેઠો'તો તીંયા બામણના દીકરાને લઇને હુરભમ આવી પોં'ચ્યો. એભલની પાંસે આવીને ખડો થઇ ગયો.

એક બે પળ સુધી આવનાર જવાનના મોં તરફ તાકીને જોઇ રહ્યા પછી એભલ એના આવવાનું કારણ પુછતાં બોલ્યો. " જવાન ! આવા લુ ઝરતા તડકામાં બા'ર નીકળવાની કોઇની હામ થતી નથી ને તું આમ કેમ રખડે છે ? "

"શું કરૂં જેવાં મારા કરમ."

"કરમને અહીંયા શું છે ભઇ ?"

"હું એભલ બારવટીઆને ગોતું છું. મારે એને મળવું છે. ઇ કેટલાયે દઃખીયાના દઃખ કાપે છે એમ મેં સાંભળ્યું છે તો એનો પત્તો મને આપશો ?"

"એનું તારે શું કામ છે ? બારવટીઆના તે વળી ભરોંસા હોય ? તારે જે કામ હોય ઇ મને જ કહી દે ને ?"

"પણ એનું તમારે શું કામ છે ? બારવટીઓ છે તોય શું થઇ ગીયું ? એણે કોઇ દિ અધરમ કર્યું છે ? મને લાંબી લપછપ નથી જોઇતી. બારવટીઆનો પત્તો આપો કે હું મારે મારગે પડું."

"જવાન અધીરો ન થા. જરા વાત તો જણાવ. વાત કે'વામાં તારૂં શું જાય છે ?"

"કઇ વાત ?"

"એભલની બીજી કઇ ?"

"એનું તમારે શું કામ છે ?"

"જવાન ! ઇ તારો એભલો બારવટીયો કેવો છે ?"

"રાજા હરચંદ જેવો" જવાન બોલ્યો.

"તું જાતે કેવો છે ?"

"બામણનો દીકરો છું."

"બામણનો દિકરો થઇને બારવટીયાની પાછળ કેમ ફરે છે ? તું કંઇ કાટીયો વરણ નથી કે એની ટોળીમાં ભળી શકે."

"ભલા થઇને એભલનો પત્તો જ આપોને કે થીયું"

"જવાન તારે જે કે'વું હોય ઈ કહી દેઃ ઇ એભલ હું પોતે જ છું."

આ વેણ બ્રાહ્મણના દીકરાના કાને પડતાં જ ફાળીયાની ગાઠે બાંધેલું માદરીયું છોડીને એભલને બતાવતાં તે બોલ્યો "આ માદરીયાને ઓળખો છો? તમે ઇ કોને આપ્યું'તું?"

માદરીયું જોતાં જ એભલની આંખ આગળ બધી વાત તરવરી આવી. ઈ ભુખે મરતા એના સાથીદારોને રસ્તામાંથી મળી ગયેલ બ્રાહ્મણ ને બ્રાહ્મણી એની આંખ આગળ રમવા લાગ્યા. વાતનો ભેદ જાણી જતાં ઇ બોલ્યો "આ માદળીયું તને કોણે આપ્યું છે જવાન?"

"બીજું કોણ આપવાનું'તું? તમારી મોંની માનેલી બેન જ તો"

"તારે આવા ખરા બપોરે મારી પાંસે કેમ આવવું પડયું?"

"મારૂં રાંકનું રે'વાનું ઘર જવા બેઠું છે" આમ કહીને એભલને એણે બધી વાત જણાવી દીધી.

વાતનો જાણકાર થયા પછી એભલ બોલ્યો "મારો વાણીયોયે બહુ ફાટી ગીયો જણાય છે. ગામના ગરીબ ગુરબાના લોહી ચુહીને માતો થઇ ગીયેલો વાણીયો બામણના દીકરાપર આવો જુલમ ગુજારે છે?

"પૈસા ભરી દીધા છે તોય" શિવો બોલ્યો.

"ઠીક છે હું એને જોઇ લઇશ. તું તારે ઘરે જા, ને સોમણની તળાઇમાં નીરાંતે સુજે તારૂં કોઇ નામ નઈ લે હું કાલે જ તુરખામાં આવીને વાણીયા હારે તારો હીસાબ ચોખો કરી નાખીશ. હરભમ! વીરપહલીના પાંચ રૂપીઆ બોનને આપવા આને આપ જોઇ" એભલ બોલ્યો.

એભલના આ વેણ સાંભળતાં જ બ્રાહ્મણનો દીકરો રાજી રાજી થઇ ગીયો. હવે એને કોઈ જાતનો ભો રાખવાનો નથી

એમ જાણીને એના અંતરમાં આનંદ થયો. હરભમ પાંસેથી પાંચ રૂપીઆ મળતાં જ ગામ તરફ જવાને તે ઉભો થયોને બોલ્યો.

"જો જો ભુલતા નઈ નકર વાણીયો મને હેરાન કરી નાંખશે."

"જવાન! હવે તારે તારા મનમાં ભેજ ન રાખવો. બોનને કાલ હું આવવાનો છું ઇ વાવડ આપવાનું ભુલતો નઈ"

એવામાં એભલને કંઇક યાદ આવતાં બોલ્યો "પણ જવાન તારૂં નામ શું? ઇ પુછતાં તો હું ભુલી જ ગીયો."

"મારૂં નામ શિવો મા'રાજ" જવાને ટુંકામાં જવાબ આપ્યો.

"શિવો?"

"હા"

"સારૂં કાલે તારૂં દુઃખ મટયું જ સમજી લે."

"ભગવાન તમારી જે કરે" આમ કહીને બ્રાહ્મણનો દીકરો તુરખા તરફ જવાને રવાના થઇ ગયો.

બ્રાહ્મણના દીકરાની વાત જાણતાં જ તુરખાના વાણીયા-પર એભલનો ગુસ્સો ઉતર્યો. એનું મોં લાલચોળ થઇ ગયું ને બોલ્યો "હરામખોર વાણીયો! આવા કેટલાય કાળા ધોળા કરતો હશે. એવા હરામના લીધેલા પૈસા કાલે હું એની પાંહેથી ઓકાવી ન કાઢું તો મારૂં નામ એભલ નઇ" આમ બોલી તે વિચા-રમાં પડી ગયો.

## ૩

સુરજ મા'રાજ મેર બેહવાની તયારીમાં છે. મંદીરની ઝાલર પર ડંકા પડુ પડુ થઇ રહ્યા છે એવામાં તુરખા ગામના ગોંદરે બારવટીઆઓની બંદુકોના ધણાંગ ધણાંગ કરતા

અવાજ થવા લાગ્યા. ગામના માણસો બંદુકોના અવાજ સાંભળી : બારવટીઆ આવ્યા જાણીને થરથર ધ્રુજવા લાગ્યા. સઉની કે ફાટી ગઇ. તુરખાના ચોરે બેઠેલો ડાયરો બંદુકના અવાજ સાંભળીને ઘડીભર વિચારમાં પડી ગયો. સઉ એક બીજાના ઢાચાની કોર ફાટે ડાચે તાકી રહ્યા હતા એવામાં એક કદાવર બાંધાનો ઠીંગણી દડીનો આદમી હાથમાં બંદુકની નાળ પકડીને ત્યાં આવી પહોંચ્યો.

એભલ પટગીરને જોતાં જ ડાયરામાં બેઠેલા સઉના મોતીયા મરી ગયા. સઉને મોતને ને એમને એક તસુનું છેટું જણાવા લાગ્યું. સઉના દીલ ફડફડી ઉઠયા. પોતાના આવવાથી ડાયરાને ગભરાઇ ગયેલો જોઇ એભલ બોલ્યો "ડરો માં તમારા મનમાં જરાય ફફડાટ કરશો નઈ. મારૂં બારવટું અધરમ સામે છે. તમે જ્યાં સુધી અધરમના મારગે નઇ જાવ તીંયા સુધી તમારૂં એક રૂંવાડુંયે મારા હાથે નઈ ફરકે, તમારા ગામનો વાણીયો બઉ ફાટી ગીયો છે. ગરીબ બીચારા બામણના ઘર ઉપર એની કુડી નજર ચોટી છે. આ હરામખોર વાણીયાના જુલમમાંથી બામણને બચાવવા જ મારે આવવું પડયું છે." આમ કહી એભલ બોલ્યો.

"હુરભમ! એનું નામ શું ? શિવો મા'રાજ ને ? ને ઇ વાણીયાનું નામ ?"

"ફરમચંદ" હુરભમે જવાબ આપ્યો.

"હુરભમ જા જોઇ ઇ વાણીયાને પકડીને મારી પાસે લઇ આવ જોઇ, ને તમારામાંનો કોઈ શિવા મા'રાજને બોલાવી લાવશે ?"

"તમારે નાહકની તસદી શું કામ લેવી જોઇ. ને તમારા બ્રાહ્મણનું વાણીયાના ઘરે પગલું પડતાં જ એનો માર્યો વાણીયો અધમુઓ જ થઈ જશે. તો અમારામાંનો કોઈ બોલાવી આવે તો ?" ચોરે બેઠેલામાંથી બેચાર આદમી બોલી ઉઠયા.

"એમ કરો તો ય મારી કંઇ ના નથી."

એભલના આ વેણ સાંભળતાં જ ચોરે બેઠેલામાંથી બે જણ ઉભા થયા ને કરમચંદને બોલાવવા જવા લાગ્યા. હજી બે ડગલા માંડ માંડ ભર્યાં હશે એવામાં કંઇક યાદ આવતાં એભલ બોલ્યો" મા'રાજના ખાતાની ચોપડી એની હારે લેતા આવવાનું વાણીયાને કે'તાં ભુલતા નઇ. મારે આજ બામણના દીકરાને વાણીયાના રણમાંથી છોડાવવો છે."

પળવારમાં કરમચંદ શેઠને તેડવા ગયેલા આદમી કરમચંદ શેઠ દુકાનમાં બેઠા બેઠા નામા લેખા કરતા હતા તીંયા આવી પોં'ચ્યા. આવા વખતે પટેલીઆઓનું કેમ આવવું થીયું હશે ? આવો વિચાર મનમાં થતાં કરમચંદ શેઠ બોલ્યા "પટલીઆવ ! કેમ આવવું થીયું ? કાલા બાલા કંઇ મંડાવવા તો નથી ને ? હમણાંજ પેથા પટલ એમના ચાર ભાર ને એમના સગાના બે ભાર એમ છ ભાર કાલા મંડાવી ગીયા છે ને સાઠ રૂપી- આનો ભાવ હાલે છે. બોલો કેટલા ભાર માંડું ?

કરમચંદનો લવારો બંધ કરવા મોના પટેલ બોલ્યા "શેઠ ! કાલા બાલા તો કંઈયે મંડાવવા નથી પણ ચોરે જરા તમારૂં કામ છે તો જરા હાલશો ?"

"હું કીંયા એટલો બધો નવરો છું કે પારકી પંચાતમાં પડું. પટલીઆઓ ! મને ચોરે ન આવવા માફ નઇ કરો ?"

" પણ, શેઠ! આ કીંયા પારકી પંચાત કરવાની છે. આતો તમારી પોતાનીજ પંચાત કુટવાની છે.

" પટલીઆઓ! મારૂં ચોરે શું કામ છે?"

" આપણા ગામના શિવા મા'રાજનો મામો શિવાના બાપનું તમારૂં દેણું દેવા આવ્યો છે ને તમારી વાટ જોતો ઇ ચોરામાં બેઠો છે. ને તમને બોલાવવા અમને મોકલ્યા એટલે અમારાથી કંઇ ના કે'વાય?"

રૂપીઆનું નામ સાંભળતોજ કરમચંદ શેઠના દીલમાં ગલગલીઆ થવા લાગ્યા. એના–અંતરમાં આનંદ થતાં ઇ ઝડપ દઇને બેઠો થઇ ગીયો ને પટેલીઆઓ પ્રત્યે બોલ્યો " હાલો–પટલીઆઓ! તમને કંઈ ના કે'વાશે? તમારા મોંની તો શરમ રાખવી પડશે ને? નકર મારા આ રૂપીઆ તો હું કાચી ઘડીમાં એના ઉપર દાવો માંડીને લઇ શકું એમ છું પણ મને તમારાજ મોંની શરમ આવતી'તી. હશે ભગવાનેય જે કરતો હશે ઈ સારા માટે " આમ કહીને પટેલીઆઓની હારે ચોરા તરફ જવાને કરમચંદ શેઠ જવા લાગ્યા.

એક બે ડગલા હજી ભર્યા હશે એવામાં એભલે શિવા મા'રાજના ખાતાની ચોપડી લઇને વાણીયાને આવવાનું કે'વાનું કીધું'તું ઈ યાદ આવતાં બેય પટેલીઆ બોલી ઉઠયા.

કરમચંદ શેઠ! બામણના દીકરાના ખાતાની ચોપડી લીધી કે નઇં?"

" એલા! ઈ તો હુંય ભુલીજ ગીયો–તમે અઇયાજ ઉભા રો હું આ આવ્યો" આમ કહીને કરમચંદ શેઠ ચોપડી લેવાને હાલ્યા ગયા અને આંખ મીંચીને ઉઘાડે એટલીવારમાં તો ચોપડી લઈ ને પાછાય આવી ગયા ને એકના ચાર ગણા

પૈસા આવવાના હોવાથી કરમચંદ શેઠ રાજી થતાં થતાં પટેલી-આઓ સાથે ચોરે જવાને રવાના થઇ ગયા.

પળવારમાં તો કરમચંદને તેડવા ગયેલા જણ એને લઇને ને શિવા મા'રાજને તેડવા ગયેલો એને લઇને ચોરે આવી પોં'ચ્યા. કરમચંદને જોતાં જ એભલ બોલ્યો. " તમારૂં નામ કરમચંદ શેઠને ? "

" હા તમારે શું કામ છે ? "

" આ શિવા મા'રાજના ખાતે તમારા કેટલા રૂપીઆ નીકળે છે. "

" તે તમારે એનું શું કામ છે ? "

" મારે એની વતી તમને રૂપીઆ ચુકવવા છે. "

" સવાચારસો લગભગ હશે " વાણીયાએ કરડાકીમાં જવાબ આપ્યો.

" કેમ ! માથે મોત ભમે છે ? "

" તારે માથે ભમતું હોય તો ભલે. રૂપીઆ આપનારો મોટો શાવકાર આવ્યો છે તે. તું શું રૂપીઆ આપતો'તો હાલતો થા હાલતો. આ ચોરે બેઠેલાની શરમે કંઇ બોલતો નથી એટલે વળી ફાટતો જાય છે ? "

વાણીયાના આ વેણ સાંભળતાં જ એભલની આંખો લાલ-ચોળ થઇ ગઈ, એવા ભવાં ચડી ગયાં ને હોઠપર દાંત ભીસીને ઇ બોલ્યો " ખાતું બતાવ જોઈ ? "

" જોયો જોયો હવે મોટો ખાતું જોનારો ? ખાતું જોનારાની સીકલ જોઇ ન હોય તો જોઈ લેજો "

આ વેણ સાંભળતાં જ એભલના ગુસ્સાનો પાર ન રહ્યો તેથી તે બોલ્યો " હરભમ ! પકડ આ પાણીઆરાને " આમ

કહીને બાજુમાં પડેલી બંદુક ઉપાડી વાણીયાની છાતીપર રાખીને બોલ્યો. " કેમ ! હજીયે ઓળખતો નથી ? આ એભલને નથી ઓળખતો ? કેમ ! " ખાતું કાઢે છે કે ફટાકડાની જેમ ચાંપી દઉં ? એક જ ભડાકે મુઓ સમજજે. હરામખોર ! આવા કેટલાકના તેં ગળા કાપ્યા છે. કેમ હજીયે મને ન ઓળખ્યો ? મારૂં નામ એભલ સમજ્યો ? "

એભલનું નામ સાંભળતા જ વાણીયાના દીકરાના મોતીયા જ મરી ગયા. જમદુત જેવા એભલ બારવટીઆને છાતી સામે બંદુકડી પકડીને ઉભેલો જોઈ વાણીયાભાઈ તો શીયાવીયા થઇ ગયાને શું બોલવું ઈ યે સુજતું નથી. એવામાં ચોરે બેઠેલો એક જણ બોલ્યો.

" શેઠ ! આ શું ? બામણના દીકરાપર આમ ફરસી ફેરવાય.?"

એભલની લાલઘુમ આંખ જોતાં જ વાણીયાના તો રામ રમી ગયા હોવાથી " તમારી ગા છું તમારે કરવું હોય એમ કરો. " આનાથી એક વેણ પણ આગળ બોલી શક્યો નહીં.

" ખાતું કાઢો ? " એભલ સત્તાભર્યા અવાજે બોલ્યો.

" મારી કીંયા ના છે. તમારા ધીયાનમાં આવે એમ કરો ને, આ રીયં ખાતું " એમ કહીને ધ્રુજતા ધ્રુજતા હાથે વાણીયે બારવટીયાંની બીકે ડાયરા વચ્ચે ચોપડો ફેંકયો.

" લીંટા માર ઇ ખાતાપર "

" મારી કે દિ ના હતી : તમે કો એમ કરવા હું તયારજ બેઠો છું. " એમ કહીને જીવતા હશું તો ઘણાય પૈસા મળશે એવો વિચાર કરીને વાણીયાએ પોતાના હાથે ખાતાપર લીંટા માર્યા.

" ને બસો રૂપીઆ તારા કુડની ચોવટના દંડના બામણના દીકરાને આપ. "

"તરત જ વાણીયાએ બામણના દીકરાને એભલની બંદુકડીની બીકે ખણુણુ કરતાં ચામડી કરતાંય વાલા બસો રૂપીયા ગણી આપ્યા."

કરમચંદ શેઠ ! આ વખતે તો આ ચોરામાં બેઠલા ગલઢેરાના મોંની શરમે જીવતો છોડું છું. બોલ હવે કોઇ દિ આવો ગરીબના લોઇ ચુહવાનો—ગરીબને પાયમાલ કરી નાખવાનો ધંધો કરવો છે ? ને જો કોઇ કોઇ દિ તારૂં નામ લેતું મારી પાંહે ધા નાખ તું આવ્યું છે ને તો પછી મુઓજ જાણજે. અતારે તો છોડી દઉં છું પણ બીજી વખત માથુંજ વાઢી નાખીશ. અમારે તમારા પાપેજ બારવટા ખેડવા પડે છે. મારા જેવો બારવટીઓય બામણને અસ્રી જાત ઉપર હાથ ઉગામતાં થરથર ધ્રુજે છે ને આ શે'રના બારવટીઆ તારા જેવા વાણીયા એનાંજ ગળાં વાઢે છે. પણ જોજે મારૂં બારવટું ગરીબ–દઃખીઆના તારા જેવા માલદારને લુંટીને દઃખ ફેડવા માટેજ છે : કોઇ દિ હવે આવો કામો કીધો છેને તો પછી મુઓજ સમજ જે."

આમ કહી બધું પતી ગયા પછી કરમચંદ તરફ આંગળી ચીંધી એભલ બોલ્યો "વાણીયા ! તું જાણે છે ? આ મારૂં બારવટું શેના સતપર હાલે છે ? હું તારા જેવા ગરીબોને જળોની જેમ ચુહનારાને લુંટું છું: કોઇ દિ ગરીબ ગુરબા, અસ્રી, ને બામણના દીકરા પર હાથ ઉગામતો તેં મને સાંભળ્યો છે ? જો કોઈ દિ તેં ગરીબ ગુરબાનું લોઈ પીવાનો વિચાર કીધો છેને તો આ જોઇ છે એનેએક ભડાકેજ પુરો કરી નાખીશ. સમજ્યો કે નઇ" આમ કહીને ગરીબોના દુઃખે દુઃખી થતો "એભલ પટગીર" બ્રાહ્મણના દીકરાનું દુઃખ ભાંગીને ત્યાંથી ચાલ્યો ગયો.

# હોળી પૂજન (!)

ગઢવી ! "હવે તો દરબાર પણ હદ મુકતા જાય છે." ને આપણા ગામમાં તો કોઈ મરદ બચ્ચો રીયો જણાતો જ નથી. બધાએ બલોઇયા પે'રી બેઠા છે નકર ગામનો ધણી–માવતર ઉઠીને વહતીપર આવો કાળો કે'ર વરહાવે ઇ મરદ હોય ઇ સાંખીને બેહી રે ? જુઓ ન પરમ દિજ ભીમા આયરની દીકરી ઉપર બદ નજર નાખી'તી ને એને ઉપાડી જવાનીયે તદબીર રચી'તી પણ ભીમા આયરના તગદીર પાધરા તે એને કાને ઈ વાતની ગંધ આવતાં જ દીકરીને મોહાળ મોકલી દીધી. પણ ભલા માણહ આવા તે દઃખ કીયાં સુધી સે'વાય ?"

"પાંચા પટલ ! તમે આ શું ખરૂં કો છો ? ખુંટવડાનો ધણી વાળો ખેંગાર આવો અધર્મી પાકયો છે ? શું વહતીનો બાપ થઇને વહતીની વઉ દીકરી જે એની બેન જેવી ગણાય એના ઉપર આવી કુડી નજર કરી ?"

"તીયારે ગરવા ગઢવી ! શું તમને મારા કે'વાપર વિસવાસ નથી આવતો ? શું હું તમે જુઠું કઉં છું ? અરે ગઢવી ! તમેને ને શું વાત કઉં ? દરબાર ને નતનત નવી ચીજ જોઈ છે. મારી ભગર ભેંસ ખાડામાં હતી તારે એનાપર નજર ઠરતાં તરત જ ભરવાડને ઈ ભેંસ કોની છે એમ પુછીને મારા ગગાને દરબારમાં બોલાવી ભેંસ આપી જવા કીધું ને કીધું છે કે "જો ભેંસ નઈ મોકલાવે તો પાયમાલ કરી નાખીશ." હવે તમેજ કો'ને કે મારે શું કરવું ?" વાડીએથી આવતા આવતા રસ્તામાં ગરવા ગઢવી મળી જતા પાંચા પટલે દીલની વરાળ ઠાલવી.

# હોળી પૂજન (!)

"શું કીધું પાંચા પટલ? શું આ ખરી વાત છે? તારે તો ખુંટવડા વાળા એંગારનો દી માઠો બેઠો દેખાય છે નકર ગામનો ધણી ઉઠીને આવા ચોરટાના ધંધા કરે?" આમ વાત કરતા કરતા પાંચા પટલને ગરવા ગઢવી ગામના ઝાંપામાં આવી પોં'ચ્યા તીંયા ગામમાં કંઈ દેકારો થીઓ હોય એવું જણાયું કે તરત જ ગરવા ગઢવી બોલ્યા.

"પટલ! કંઇક ગામમાં નવાજુની થઇ લાગે છે. જુઓને કુલા શેઠની દોકાન પાંહે આખા ગામનું માણહ ભેગું થઈ ગીએલું નજરે નથી પડતું?"

"ગઢવી! ઇ પણ તમારા દરબારના જુલમની જ મોકાણ હશે. હવે તો આ ગામમાંયે રે'વા જેવું યે નથી રીયું. વઉ દીકરીની લાજ આબરૂ જાળવવી હોય તો આ ગામ છોડીને હાલ્યા જવું જોઈ. તમે શું કો છો ગઢવી? મારે ને તમારે બાપદાદાની વાળીથી ઘર જેવો નાતો હાલ્યો આવે છે તે જરા પુછું છું."

"પટલ! એમ ગભરઇ ગીયે શું દિ વળશે? હૈયે હીંમત રાખો. શું તમે એમ ધારો છો કે ગામમાં કોઇ મરદજ નથી? ને બધાય બાઇડીયુંની જેમ બલોયા પે'રી બેઠા છે? તમે તારે જરાય ફકર ન રાખતા. ટાઢે પેટે તમારૂં કામ કર્યે જાવ. તમારૂં નામ લેનાર કોણ મુઓ છે? ભલે ને ઇ ગામનો ધણીરીયોતે શું થઇ ગીયું? આવે તો ખરો ભેંસને આંગળું અડાવવા?"

આમ વાત કરતા કરતા બેય જણા જેવા કુલા શેઠની આંખમાંથી દડ દડ આંહુ નીકળી જતાં ગઢવીએ જોયા ગામના શેઠ જેવા કુલા શેઠની આંખમાં કોઇ દિ નઇને આજ આંહુ જોતાં જ ગઢવીએ તીયાં ઘેરો વળીને ઉભેલા આદમીઓને કહ્યું.

" જવાનો! આમ ટોળે વળીને કેમ ઉભા છો? ને આ ફુલા શેઠ આજ આમ રાતે પાણીયે કેમ રોવે?"

ગઢવીના વેણ સાંભળીને તેનો જવાબ આપવાની કોઈની હામ હાલતી નથી. સઉ કોઈ દરબારના ભેથી ફડફડી ઉઠયા છે જવાનીઆઓને પાણાના પુતળાની જેમ મુંગા રીયેલા જોઇ ગઢવી બોલ્યા " અલ્યા જવાનો! જીભ કેમ સીવાઇ ગઇ? જે થીયું હોય ઈ ભસી મરોને?"

ગઢવીના આ વેણ સાંભળી એક બટકબોલો આદમી બોલી ઉઠયો " ગઢવા! ભસી શું મરવાનું છે? આજ આ કીંયા નવી વાત છે ઈ તો રોજની વાત હવે થઇ ગઈ છે. આ ગામના ધણી એંગાર વાળાના જુલમથી કોણ અજાણ્યું છે કે કે'વું પડે?"

" પણ છે શું ઈ કે'શે?" વાત જાણી લેવા માટે ગઢવી બોલ્યા.

" આજ તો દરબારે ગજબ કીધો છે, કાળો કે'ર વર-હાવ્યો છે. ફુલા શેઠની ફુલ જેવી દીકરીના રૂપમાં ગાંડા બનીને દરબાર એને મેડીએ ઉપાડી ગીયા છે. બીચારી વાણી-આની દીકરીની પારેવા જેવી દેહ ઈ રાક્ષસના હાથે પીંખાશે, એની લાજ આબરૂ જશે. ગામનો ધણી ઉઠીને છડેચોક આવો જુલમ વરહાવે છે તોય ગામમાં એવો કોઇ પાણીઆરો મરદ નથી કે ગામની બેન બાઈયુંની લાજ મરજાદ માટે માથું વાઢી આપે. ગઢવી! ગામમાં મરદજ કીંયા રીયા છે? બધાય પાવૈયા જેવા છે નકર ગામ વચોવચ આવો કાળો કેર થાય?"

આ વેણ સાંભળતાં જ ગઢવીના રૂંવે રૂંવા ઉભા થઈ ગીયા એના ડોળા લાલ ધુમ થઇ જતાં દાંતમાં હોઠ પીસી ગઢવી મનમાં બોલ્યા " શું ઇ ગામનો ધણી ઉઠીને આવો કાળો

કે'ર વરસાવે છે ? ભલા માણહ ! તારે હવે કેટલીક પછેડી ફાડવી છે ? ગામમાં થતો આવો જુલમ જોઈને શું તું બેઠી રે'શ ?" આમ બોલી ગઢવી ફુલા શેઠની પાંસે જઈને બોલ્યા.

" ફુલા શેઠ ! એમ બાઇડીની જેમ મોકાણ શું માંડી બેઠા છો જરા હૈયે હીંમત રાખો." આમ કહી ગામના ભેગા થીએલા આદમીઓ પ્રત્યે બોલ્યા " અને જવાનો ! આ લાજ મરજાદ કોની લુંટાય છે ઇ જાણો છો ? ફુલા શેઠની દીકરી આખા ગામની દીકરી છે એમની દીકરીનું રૂંવાડુંયે ફરકે–ઇ પારેવા જેવી બોનડીનો દેહ પાપીના હાથે ચુંથાયને તમે બધાય બેઠા બેઠા જોઇ રે'શો એના કરતાં તો મરી કેમ જતા નથી ? "

" પણ ગઢવી ! ગામના ધણી આગળ આપણો શું ઇલાજ"

" ઇ ઇલાજ હું બતાવું પછી છે કંઇ ? બોલો તમે જેટલા જણ આંઈયાં છો એ બધાયને કબુલ છે ? "

ખુંટવડાના ધણીવાળા ભેંગારના જુલમથી ત્રાય ત્રાય થઇ ગીયેલા ગામના માણસો એમાંથી ઉગરવાની બારી ગોતતા 'તા એવામાં ગઢવીના આવેણ સાંભળતાં જ બોલ્યા" ગઢવી જો આ દુઃખમાંથી છોડાવતા હો તો તમે કો' એમ કરવાને અમે તયાર છી"

" સાચું કો' છો ? શું તમારા બધાયના દીલમાં લાગી આવ્યું છે ? "

" તીયારે શું તમને હજીયે વિસવાસ નથી આવતો ? "

" કીયાંથી આવે ભઇ ! આ પાવૈયાના ગામમાં મરદ નીકળે એવો વિસવાસ તો કીયાંથી આવે ને જો તમને ખરે

ખરૂં લાગી આવ્યું હોય તો ગામના ચોરાના ઠાકર મા'રાજના સમ ખાવ કે થીયું " ગઢવી બોલ્યા.

" ગઢવી ! અમે ઠાકર મા'રાજના સમ લઇને કઇ છી કે અમે તમે કો તેમ કરવા તીયાર છી પણ આ જુલમમાંથી છોડાવો તો તમારા જેવો બીજો પરમેસરે નઇ " બે હાથ જોડીને બધાય બોલ્યા.

" તારે તો જુઓ બપોર થવા આવ્યા છે. સઉ ખાઈ-પીને ફુલા શેઠને ઘેર આવો એટલે આપણે દીકરીને કેમ બચાવી લેવી એની તદબીર કાઢશું " આમ કહીને સઉને પોત પોતાના ઘરે ખાવા જવાનું કહીને ગઢવી પણ એમના ઘરની કોર હાલ્યા ગયા.

૨

બપોરના બે વાગતાંમાં તો ફુલાશેઠના ઘરે ગામનું માણહ ઉલટી નીકયું. સઉકોઇ વાળા ખેંગારના કાળાકે'રથી ત્રાય ત્રાય પોકારી ગયું'તું. બધાયને આવી ગયેલા જોઇને ગરવા ગઢવી બોલ્યા.

" ભાઇઓ ! આપણે અઇં ભેગા શું કામ થીઆછી ઇતો હવે કંઇ કે'વા જેવું રીયુંજ નથી. તમે સઉ બધી વાતથી જાણકાર છો. આ ફુલા શેઠની દીકરી ઈ ગામની દીકરી કે નઇ. "

" ગામની જ દીકરી કે'વાય તો " સઉકોઇ એકી સાથે બોલી ઉઠયા.

એની દીકરીની લાજ આબરૂ ચુંથાય ઈ તમારી જ દીકરીની ચુંથાયા જેવીને ? "

" એની કોણ ના કે' છે. પણ ગામના ધણી પાંહે

આપણું શું હાલે ? ઇતો રાજા છે ચાહે એમ કરે" એક-જણ બોલ્યો.

"રાજાયે એની મરજાદમાં રે' તીંયા સુધી જ રાજા ગણાય ઇ જે વખતે એની મરજાદ મુકી દે ઇ વખતે ઇ રાજા નઇ પણ રાક્ષસ ગણાય સમજ્યા ? અને ઇ રાજાએ કોના થકી ? આપણા જ તો ? આપણે એને રાજા ન માનીએ તો ઈ રાજા કેવો ? તમે કોઇ દિ રામાયણ સાંભળ્યું છે ? રામ જેવા રાજાએ ય વહતીના એક માણહના કેવાથી એની સતિ જેવી બાયડીને ઘરમાંથી કાઢી મુકી'તી ઈ વાત જાણો છો ? રામ જેવા રાજાને એમ શું કામ કરવું પડયું હશે ? વહતીનો એના ઉપર દોષ ન લાગે ને એના જીવનને કલંક ન લાગે તેમાં સમજ્યા ?

વહતીની વઉદીકરી પર કુડી નજરે જોનારો તે વળી રાજા કે'વો એનો તો નાશ કરવો જોઇએ." ગઢવી બોલ્યા.

"તમારે જે ઉપાય બતાવવો હોય ઈ બતાવોને. અમારી કે દિ ના છે. અમે તો તમે કો એમ કરવાને તયાર છી." સઉ બોલી ઉઠ્યા.

"તારે જુઓ. તમારા સઉના હૈયામાં ફુલાશેઠની દીકરીને બચાવવાની હામ હોય ને આ જુલમમાંથી છુટવું હોય તો એક ઇલાજ છે."

"કીયો ઇલાજ છે ગઢવી ?"

"બોલો તમે મરવા તયાર છો ?" હું તો ફુલાશેઠની દીકરીની લાજ આબરૂ બચાવવા જતાં ખપી જવાને તયાર જ બેઠો છું."

જો આખું ગામ આ પાપીના પંજામાંથી છુટતું હોય ને

આખા ગામને નીરાંત થતી હોય તો અમે પણ તમારી હારે મોતને ભેટવાને તયાર છી" ત્યાં બેઠેલા ચાર પાંચ જવાનીયા બોલી ઉઠયા.

જવાનીઆઓના આ વેણ સાંભળતાંજ ગઢવીની છાતી ગજગજ ફુલવા લાગી ને એના હૈયે ટાઢક વળતાં ગઢવી બોલ્યા "આજે કીયો દિ છે ઈ જવાનો તમે જાણો છો?"

"કેમ ગઢવી! આજ હોળી માતાનો મોટો દિ છે. પણ એમ કઇને તમે કરવા શું માગો છો?"

"આ હોળી કેમ ઉત્પન્ન થઇ તે તમે જાણો છો?"

કોઈ આદમી હોળીના ઉત્પતી વિશે જાણતો નઈ હોવાથી સઉ બોધાની જેમ ગઢવીના મ્હોં તરફ જોઇ રહ્યા. સઉને એવા મ્હોં તરફ જોઇ રહેલા જોઇ ગઢવી બોલ્યા" ભગવાનના ભગત પ્રેલાદનું નામ તમે કોઇએ સાંભળ્યું છે?"

"ભગવાનના ભગત પ્રેલાદના નામથી એવો કીયો હિંદુ અજાણ હશે?" સઉ બોલ્યા.

"આ પ્રેલાદનો બાપ ભગવાનનો પાકો દશ્મન હતો. પ્રેલાદ ભગવાનનું નામ લેતો'તો ઇ એને ગમતું નો'તું એટલે એણે એને એક વખત ડુંગરા ઉપરથી પછાડો તોય ભગવાને એને બચાવી લીધો બીજી વખત એરના મોમાં હાથ ઘલાવ્યા તોય ઝેર ન ચઢયું એટલે પ્રેલાદના બાપે પ્રેલાદનું કાટલું કાઢવા પ્રેલાદની ફઇ જે આગમાં બળતી નોતી એના ખોળામાં બેહારીને સળગાવી દેવાનો વચાર કરીને એને સળગાવી દીધો તોય મારા વાલીડાએ એના ભગતને બચાવી લીધો ને ઓલી કુડકપટભરી ફઇને બાળીને ખાખ કરી નાખી." ગઢવી આટલું કહીને અટકી ગીયા.

# હોળી પૂજન (!)

"તે હવે તમે શું કરવાનું કોછો ?" બધાય બોલ્યા.

ભગવાને જેમ પાપ ટાળવાને પ્રેલાદની ફઇને સળગાવી દીધી'તી એમ તમે સઉ ભેગા થઇને આખા ગામનું પાપ વાળા એંગારને હોળીમાં સળગાવી દો. બીજું શું ?" ગઢવી બોલ્યા.

"પણ ઇ કામ કરવાનું માથે કોણ લે ?" એક જાણ બોલ્યો.

"અમારા જીવને જોખમેય અમે ઇ કરવા તયાર છી" બેચાર જવાનીયા બોલ્યા.

"તમારે કોઇયે કંઈ કરવાની જરૂર નથી પાપી એના પાપે મરશે."

"ઇ કઇ રીતે ?"

"જુઓ આપણામાંથી બેચાર માણહને હારે લઇને ફુલા શેઠ દરબાર આગળ જાય ને હોળી માતાની સાક્ષીએ ઇ એની દીકરી દરબારને સોંપવાને તયાર છે એમ જણાવે."

"દરબાર એમ માનશે ?"

"અરે એને કીયાં સાન કે ભાન છે. શેઠની દીકરીના રૂપમાં તો ઈ ગાંડો થઈ ગીઓ છે તમે કે'શો કે તરતજ ઇ હા ભણી દેશે."

"પણ ફુલા શેઠ એમની દીકરી દરબારને આપશે ?"

"તમે બધાય અજડ જેવાજ રીયા. એમાં દીકરી દેવાની વાત જ કીયાં છે. આપણે તો એને હોળીમાં હોમી દઇને ગામનું પાપ ઓછું કરવું છે."

"ઠીક તારે તો ગઢવી અમને સઉને તમારી વાત ગમે છે, હાલો તારે દરબારને કાને ઇ વાત નાખવા જઇ" આમ કહીને બે ચાર આદમી ગઢવી ને ફુલા શેઠને લઇને દરબાર-ગઢ તરફ ચાલ્યા ગયા.

## ૩

દરબારગઢમાં વાળો ખેંગાર એના હાજી હા કરનારાઓ હારે ચોપાટ રમતો બેઠો હતો એવામાં ગઢવીને ફુલા શેઠની હારે ચાર પાંચ આદમીઓને આવેલો જોઈ દરબાર બોલ્યા "કેમ! અઈંયા કેમ આવવું થીયું?"

"દરબાર! ફુલા શેઠનું એમ કે'વું છે કે—" હજુ આ-ગળ ગઢવી બોલવા જતો'તો તીંયા એને રોકીને દરબાર બોલ્યા "હું કંઇયે સાંભળવાનો નથી."

"પણ દરબાર ઈ તો તમને એની દીકરી પરણાવવા તયાર છે. એની ઇ વાતની કીંયા ના જ છે." ગઢવી બોલ્યા.

"તારે તમારે શું કે'વું છે?"

"આજ હોળીના જેવા મોટા દિએ તમે હોળી માતાનું પૂજન કરી લો પછી હોળી માતાની સાખે ઈ તમને દીકરીનો હાથ સોંપે તો એના પર કલંક ન ચડે, દરબાર! ભલેને આટલી એનીએ હોંશ પુરી થઈ જાય."

"એમ! તમને આ કબુલ છે?" દરબારે ફુલા શેઠની કોર જોઇને કહ્યું.

મોઢેથી કઇ નઈ બોલતાં ફુલા શેઠે ડોકું ધુણાવીને હા કીધી.

"એમ છે તો ભલે. મારી કીંયા ના છે." દરબારે ટુંકામાં જવાબ આપ્યો.

દરબારને શીશામાં ઉતારીને ગઢવી ફુલા શેઠને ગામના પાંચ આદમીઓ ફુલા શેઠના ઘરે આવી પોં'ચ્યાને તીંયા બેઠેલા બધાયને વાત જણાવી. આ વાત સાંભળી જો ગામનું પાપ આમ જ એના પાપે જ જતું હોય તો એના જેવી એકે

બીજી રૂડી વાત નઇ" આમ કહીને સાંજના હોળી સળગાવ-વાના વખતે હાજર રે'વાનું જણાવીને સઉ છુટા પડયા.

૪

ફુલા શેઠની દીકરીના રૂપમાં આંધળો બની ગએલો વાળો એંગાર તો ગઢવી ને ફુલા શેઠના ગયા પછી આનંદમાં આવી ગયો. આમ સે'લાઇથી એનું કામ પાર પડી જશે એવી એને સપનેય આશા નો'તી તેથી આજે એનું હૈયું ગજ ગજ ઉછળવા લાગ્યું ને સાંજ પડવાની વાટ જોવા લાગ્યો.

એવામાં સુરજ મા'રાજ મેરએહવાની તૈયારી કરવા લાગ્યા. આકાશમાં નાડાવા સુરજ દેખાવા લાગ્યો. સાંજ પડવાનો વખત જેમ જેમ પાંહે આવવા લાગ્યો એમ એમ વાળા એંગારના અંતરમાં આનંદ ઉભરાવા લાગ્યો. દીલમાં ગલગલીયા થવા લાગ્યાને સાંજ પડવાની ને હોળી સળગાવવાની વાટ કાગના ડોળે જોવા લાગ્યો.

સાંજ પડી જતાં જ દરબાર ગઢ આગળ ગામના માણુસો એક પછી એક ભેગા થવા લાગ્યા. ને મુરતનો વખત થતાં જ ગોરમારાજે દરબારને પૂજન કરવા આવવા બોલાવ્યા. ગોર-મારાજ પૂજન કરવા બોલાવે છે એવા હજુરીયાના વેણ સાંભ-ળતાં જ દરબાર નીચે આવ્યા ને "હોળી પૂજન" કરવા મા'રાજની પાંહે બેઠા. ગઢવીને મદદ કરવાનું વચન આપી ચુકેલા જવાનીયાઓ તીયાં વખતસર આવી પોંચ્યા'તા ને ગોર મા'રાજને ને વાળા એંગારની વાંહે જ ટાંપીને લાગ જોતાં ઉભા હતા.

પળ વારમાં દરબારના હુકમથી હોળી સળગાવવામાં આવી. પવનદેવ પણ ગામના જવાનીઆઓના કામમાં પુરતી રીતે

મદદ આપવાને કેમ તયાર ન હોય એમ જોરથી ફુંકવા લાગ્યા. પળ બે પળમાંથી ભડભડાટ ભડકા હોળીમાંથી નીકળવા લાગ્યા. "**હોળી પૂજન**" પુરૂં થઇ રે'તાં જ ગોર મા'રાજે દરબારને હોળીને પાંચ આંટા ફરવા કહ્યું.

મદભરી વાણીયણના રૂપમાં આંધળો બની ગયેલો વાળો એંગાર આજે શું કરે છે એનું એને ભાન નો'તું. એને તો ભાન હતું એક ઓલી રૂપ રૂપની પરી, ચંદરમાંના તેજ જેવી ઝણુકતી ને કાચની પુતળી જેવી ફુલા શેઠની દીકરીનું. ચાર આંટા ફરીને જેવો પાંચમો આંટો હોળીને ફરવા દરબાર જાય છે એવામાં દોટ મારીને એક જવાનીઓ તીંયા આવી પોં'ચ્યો ને દરબારને બથમાં ઉપાડીને હોળીમાં હોમી દીધા. સઉ કોઇ જવાનીયાના આ કામથી હેબતાઇ ગયા. પવનદેવ પણ જવા-નીયાના આ કામથી ગેલમાં આવીને જોરથી ફુંકાવા લાગ્યા ને જોતજોતામાં ગામની વહતીને ત્રાય ત્રાય પોકરાવતા પાપીને અગ્નિદેવનો સહકાર કરીને હતો નહતો કરી નાખ્યો.

# પાપનો અગ્નિકુંડ

એક ન્હાનકડા ગામને પાદર થઈ એક નદી ઉગ-મણી આથમણી દિશામાં ઝોલા ખાતી ઘડીકમાં વાંકી તો ઘડીકમાં સીધી આમ ઉગમણે વ્હેણે સૂરજ મા'-રાજને અંજલી આપતી આપતી, નાનકડા પ્રવાહમાં ચાલી જાય છે. પરભાતના પો'રમાં નદી કાંઠે પનહારીઓની ઠઠ જામી છે. નદીના આછા આછા નીરથી એક બીજી કરતાં સવાયા ઝગમગારા મારે એવાં તાંબા પીત્તળના બેડાં ઉટકી ઉટકીને માથે હેલ મુકી, અલકમલકની વાતો કરતી પનહારીઓ મલપતી ચાલે ચાલી જાય છે.

જોબનના પૂરમાં હીલોળે ચડેલી બે બાળાઓ એક બીજી સાથે ગપ્પાં મારતી ચાલી આવે છે. ઘડીક ઘડીકમાં વાત કરતાં કરતાં જ્યારે બન્નેનું મોં મલકે છે ત્યારે તો જાણે ઘનઘોર અંધારા આભમાં વીજળી ઝબુકી, એમ કરતાં કરતાં બજાર વટાવી બેય જણીયું પોતપોતાના ઘર તરફ જવા જાય છે, ત્યાં તો–

ઝબ ! આ બાળા ઝબકી ઉઠી ! એના હૃદયમાં–દિલમાં ફાળ પડી. એને માથે જાણે કોઇ મેલા દેવનો ઓછાયો પડયો હોય એમ બાળકીનું મ્હોં રાતુંચોળ ગલાલ જેવું થઇ ગીયું.

બાળકી ભરેલી હેલે દોટ મુકીને ઘરે આવી પોં'ચી. ઘરે આવતાં જ તેને આમ ગભરાયેલી જોઈ સૌ કોઇ આમ કેમ

થયું એની પુછપરછ કરવા મંડયા. હરણીની માફક ધ્રુજતી બાળા એટલું જ બોલી કે "કોઇ કાળમુખો! મારો કાળ!"

ઘરના માણુસોએ બ્હાર નીકળીને જોયું. અરરર! ગામના દરબારનો કુંવર ઘોડે ચડીને હાલ્યો જાય છે. ઘડીએ ઘડીએ ડોક ફેરવીને પાછળ જોતો જાય છે. એની આંખમાં મદનનું ઝેર વ્યાપી ગયું છે. ગજબ થયો!

દરબારગઢમાં જઇને સીપાઇને પોતે રાખેલ એંધાણુ પરમાણે એણે ઘરધણીને બોલાવી લાવવા મોકલ્યો. ઘરધણી જાતનો સોની હતો. તે બીચારાનું ગામના કુંવર સામે થવાનું શું ગજું? પરંતુ હજી કાલેજ મોસાળથી હાલી આવતી દીકરીનો ભરખ થતો જોઇ એનું અંતર બળવા લાગ્યું. ઘરના માણુસને તે હીંમત આપતો'તો તીયાં કુંવરના મોકલેલા સીપાઇએ એને કુંવર સાહેબ બોલાવે છે એમ કહ્યું. સોની મહાજન છાતી કઠણુ કરીને ભગવાન પર ભરૂસો રાખીને એની લાજ રાખવાની વીનવણી કરતો કરતો કુંવર પાસે જવાને ચાલ્યો ગયો.

દરબારગઢમાં સોની આવી પોં'ચતાંજ કુંવર સાહેબે કરડી નજર કરીને વેણુ કાઢયાં "ઈ રૂપરૂપની પરી કાચની પુતળીના હાથે અમારે ગઢમાં ગાર કરાવવી છે, તો મા'જન! એને ગઢમાં મોકલાવી દો."

બસ, આ વેણુ સાંભળતાં જ સોની મા'જનના તો રામ રમી ગયાઃ દોકડા મીટી થઇ ગયા ને એકદમ બાઘા જેવો થઇ ગયો. એને માથે જાણે આભ ટુટી પડયું હોય એવું એને જણાવા લાગ્યું.

અરે જીવ! કંઇ બે ભવ તો નથી જીવવું ને! માથે કાળ ભમી રીયો છે. આવું મોત તો કોઈ ભાગશાળીને સાંપડે. મારા દેખતાં દીકરીના એક ભવમાં બે ભાવ થાય ઇ કરતાં મોત શું ભુંડું?"



ઝગારા મારે એવા તાંબા પીતળના બેડાં ઉટકીને માથે હેલ મુકી, અલકમલકની વાતો કરતી પનહારીઓ મલપતી ચાલે ચાલી જતી હતી.

સોની મા'જનના હૈયામાં આવા આવા વિચારો આવજા કરવા લાગ્યા. પળમાં સોનીનો રંગ બદલાઈ ગયો. રૂંવાડાં ઉભાં થઈ ગયાં. રગેરગમાં શુરાતન ઉભરાઈ આવ્યું. ને કુંવરને કંઈ જવાબ નહીં આપતાં ઈ મુંગે મોંએ એના ઘેર હાલ્યો.

સોનીને મુંગે મોંએ ચાલ્યો ગયો જોઈ કુંવરના હૃદયમાં–દિલમાં હરખ થયો. ઇ હવે એની દીકરીને મળવા તલપી રહ્યો હોય એમ જણાયું. કુંવરે સોનીના મૌનમાં હકાર વાંચ્યો.

સોની મા'જન હવે દીકરીની આબરૂ કેમ જાળવવી એના વિચારમાં ને વિચારમાં ખાવા પીવાનું યે ભાન ભુલી ગીયો છે, એવામાં એને એકાએક દરબારના મોટા કુંવરનો જવાનજોધ દેખે દુશ્મનની છાતી ફાટી જાય એવો કુંવર ગામની બ્હાર દરબારથી રીસાઇને તંબુ નાખી પડયો છે તે યાદ આવ્યો. એની પાંસે જઇ એને વિતક કહેવાનો મનસુબો કર્યો. ઈ નક્કી પોતાની દીકરીની આબરૂ બચાવશે એમ એને જણાયું, તેથી એને મળવાને સોની હચુપચુ દીલે ચાલ્યો.

સૂરજ મા'રાજ અગન વરસાવતા જાય છે. ભોમ લાલચોળ દેવતા જેવી થઇ ગઈ છે. એવે સમયે સોની મા'જન ધા નાખતો નાખતો ગામને પાદર તંબુ નાખીને બાપુથી રીસાયેલા કુંવર **ભીમસીંહ** પાસે આવી પો'ચ્યો.

સોની મા'જનની આંખમાંથી દડ દડ આંસુ નીકળી જતાં હતાં ઇ જોઇ કુંવર **ભીમસીંહ** બોલ્યા " ભાઈ ! આ **રામરાજ**માં તારા જેવો માનવી આમ કાળે આંતરે કેમ રોવે ? "

" બાપુ ! ગળે પાળી આવી છે. મરવાનો વખત આવ્યો છે. **રામ**રાજ તો કુમાર પાછળ ગયાં, આ તો રાક્ષસરાજ છે. રાક્ષસરાજ " સોની મા'જન બળતી આંતરડીએ બોલ્યો.

આવાં વેણુ કવેણુ સાંભળી કુંવર વિચારમાં પડી જતાં બોલ્યો

"અલ્યા આમ કેમ બોલે છે ? જોતો નથી હું રાજનો ધણી છું ને મારી પાંસે આવાં વેણુ બોલે છે ?

"હું નથી બોલતો, બાપ મારો બળતો રૂદીયો બોલાવે છે. જે ગામમાં દીકરીની લાજ આબરૂ ન સચવાય તે તે વળી રામરાજ કૉયાંનું ?"

સોની મા'જનના આ વેણુ સાંભળતાં રજપુતનો બચ્ચો ચમકયો. એણે એના હોઠ સાથે દાંત પીસ્યા અને દાળમાં કાંઈક કાળું છે એવું જાણીને સોનીને પુછયું.

"દરબાર તો રૈયતની વઉદીકરીઓને એના પેટની દીકરી જેવી માને છે ને તું આમ કેમ બોલે છે ?

"હવે બહુ શા માટે બોલાવો છો દરબાર ? તમારા કાકા કરણસિંહે તો ગામમાં ઉપાડો લીધો છે. ગામની વઉદીકરીઓની લાજ લુંટતો જ જાય છે, આવું હોય એમાં તે વળી રામ-રાજના સપના કેવાં ?

'રજપૂતના બચ્ચા'ને સોનીનો એકએક બોલ બરછીના ઘોંકા જેવો લાગતો'તો. એને શરીરમાં અપાર વીંછીના ડંખ જેવી વેદના થવા લાગી. જો કાકા આમ ગામની વઉદીકરીની લાજ આબરૂજ લેતા હોય તો દરબારના કુંવર તરીકે લાજઆબરૂ જતી બચાવવામાં જ ખરી મરદાનગી કે'વાય એવું મન સાથે નક્કી કરી કુંવર બોલ્યા.

"બધાં ય સારાં વાનાં થશે. ભગવાન જે કરતો હશે ઇ સારા માટે જ. આમ સમજી મને બધી વાત જણાવો જોઇ."

સોનીએ બનેલી બધી વાત કુમારને જણાવી દીધી. વાત સાંભળી લેતાં કુંવરના હાડેહાડ વ્યાપી ગઇ—રજપુત ઉઠીને લાજ લુંટ-વાનો ધંધો કરશે તો રક્ષણુ કોણુ કરશે ? આવો વિચાર આવતાં કુંવર ભીમસિંહ બોલી ઉઠયો.

"સોની મા'જન ! તમે તારે તમારે ઘરે જાઓ. કુંવર સાં'બને કેવરાવજો કે રાજમોલમાં મોકલું તો અમારી આબરૂ જાય માટે તમે જ અમારા ઘરે પધારજો. ગભરાશો નઈ, આજે ગામને નડતો કાંટો, રજપૂતના કુળનો અંગારો, જો હું ઓલવી ન નાખું તો હું "રજપૂતનો બચ્ચો" નઈ.

આમ કહી કહ્યું: "તમે સુખેથી ઘેર જાવ. પેટમાં જીવ રાખજો. સાંજ પડતાં હું તમારે ઘેર આવી પોં'ચીશ. તમારી દીકરીની લાજઆબરૂ જાય ઇ મારી બ્હેન દીકરીની જવા બરાબર છે. ગભરાશો નઈ." આમ ધીરજ આપીને કુંવરે સોની મા'જનને ઘરે મોકલ્યો.

આભમાં રૂઝયુંકુંઝયું વળી ગઇ. ગામની ઝાલર પર ડંકા પડવા લાગ્યા. આ વખતે કામના વિકારમાં આંધળો થઇ ગયેલો કુંવર મોતને ભેટવા માટે અવનવા પોશાક સજીને મલકાતો મલકાતો સોની મા'જનના ઘરે રૂપ રૂપની પરીને મળવા દરબારગઢ મુકીને ચાલ્યો આવતો હતો.

આ બાજુ સોની મા'જન ચિંતામાં ને ચિંતામાં, દીકરીની લાજઆબરૂ બચશે કે નઇ એની ચિંતામાં, કુંવર ભીમસિંહની વાટ જોતો બેઠો'તો. એવામાં "મા'જન છે ?" એમ કુંવર ભીમસિંહે બહાર ઉભાં ઉભાં પડકારો કર્યો.

ભીમસિંહના પડકારાનો અવાજ સાંભળતાં જ સોનીના પેટમાં જીવ આવ્યો. પારેવા જેવી દીકરીની લાજ હવે નઇ ચુંથાય એવી એને ખાત્રી થઈ. ને ઇ મનમાં ને મનમાં કુંવર ભીમસિંહને આશિષ દેવા લાગ્યો.

વધારે વાત કરવાનો સમય નો'તો. હમણાં જ કામાંધ કુંવર આવી પોં'ચશે એવો સોનીને ભો હતો, તે ભીમસીંહની હાજરીથી થોડો ઘણો દૂર થઈ ગયો.

સોનીને વિચારમાં પડેલો જોઇ ભીમસીંહ બોલ્યોઃ–મા'જન ! આ સામી મેડીમાં કોણ રે' છે ?"

" બાપુ ! ઇ તો સાવ ખાલી પડી છે."

" સોની મા'જનનો આ જવાબ સાંભળી તે મેડી પર જ કામાંધ કાકાનો ઘડો લાડવો કરી નાંખવાનો મનમાં ઠરાવ કરી કુંવરે કહ્યું:–' તારે ત્યાં એક ખાટલો ને ગોદડું પથરાવો, હું તીયાં સૂઇ જાઉં છું. અને કાકા આવે તો તમારી દીકરી ઉપર છે એમ કહી એને ઉપર મોકલજો. પછી હું છું ને કાકા છે."

કુંવરના કહેવા પ્રમાણે સોનીએ એક પળવારમાં કરી નાંખ્યું. સોનીને હીંમત રાખવાનું કઇને કુંવર ભીમસીંહ મેડી ઉપર જઇ ગોદડું પોતાને માથે ઓઢી કાકાની વાટ જોવા લાગ્યો.

થોડા જ વખતમાં કામના ઘેનમાં આંધળો થયેલ કુંવર તીંયા આવ્યો ને સોનીને એની દીકરી કયાં છે એમ પૂછયું. સોનીએ મ્હોંથી કાંઈ જવાબ નહીં આપતાં મેડી તરફ આંગળી ચીંધી, જેથી કુંવર આનંદમાં આવીને મેડી તરફ ચાલ્યા. પગથીઆં ચડી ઉપર આવતાં એક ખાટલામાં કોઇને સુતેલ જોઇ કુંવરના અંગમાં ગલગલીઆં થવા લાગ્યાં. દોડીને બાથ ભરવા જાય છે, એવામાં ભીમસીંહ એકાએક કુદી પડયો, ને કાકાને બોચીમાંથી પકડીને નીચે નાંખ્યો.

ભીમસીંહને જોતાં જ કુંવરના ટાંટીઆ નરમ ઘેંસ જેવા થઈ ગયા. એના હોંસકોસ ઉડી ગયા. ઈ ભીમસીંહ તરફ કરડાકીમાં બોલ્યો :—" ભીમસીંહ ! અઇંયા કેમ આવ્યો છે ? તું તારે તંણુએ ચાલ્યો જા."

" કાકા સાહેબ ! પરનારીનું શીયળ લૂંટવા જતાં કીચકની જે હાલત થઇ'તી ઇ તમારી હવે થવાની છે. તમે ઘણી

સ્રીઓને બેઆબરૂ કરી છે. એટલાં તમારાં પુણ્ય હતાં કે મને વે'લી ખબર ન પડી, પરંતુ હવે જો તમોને છોડું તો હું 'રજપુતનો બચ્ચો' નઇ. ગામના ધણી ઉઠીને આવું કામ કરો છો ? જરા શરમ નથી આવતી ?" આમ કહી કાકાને ગરદનમાંથી પકડીને નીચે પાડી ભીમસીંહ એની છાતી પર ચડી બેઠો ને છાતીમાં મુક્કા મારી એના ત્યાં જ રામ રમાડી દઇ એના મુડદાને ચોફાળમાં બાંધી એની ગાંઠડી લઇને નીચે આવ્યો ને સોની તથા એની દીકરીને બોલાવી, સોનીની દીકરીના હાથમાં પાંચ રૂપીઆ મુકી કુંવર ભીમસીંહ બોલ્યોઃ—

"બેનડી ! તારી લાજઆબરૂ લુંટવા ઇચ્છનાર પાપી આજે દુનિયામાંથી હતો ન હતો થઈ ગીયો છે." આમ કઇને મુડદાની ગાંઠડી માથે મુકીને કુંવર ભીમસીંહ એના તંબુએ ચાલ્યો ગયો.

બીજે દિવસે ડાયરો ભરાણો છે. તીંયા ગાંઠડી લઇને કુંવર ભીમસીંહ આવ્યો ને ડાયરા વચ્ચે ગાંસડી નાખીને બેઠો.

ગાંસડી જોઇ ઈ ગાંસડીમાં શું હશે એમ સઉ કોઇના મનમાં થતાં ડાયરામાં બેઠેલો ગલઢેરો બોલ્યો.

ભીમસીંહ આ ગાંસડીમાં શું છે ? પૂછ્વામાં આવ્યું.

"આ ગાંસડીમાં ? ગામની વઉ દીકરીની આબરૂ લુંટનાર પાપીનો દેહ છે, મેં એને મારી નાખ્યો છે આમ કહી રાતની બધી વિગત ડાયરાને જણાવી.

ભીમસીંહની વાત સાંભળી એવો કોણ પાપી હશે એના વિચારમાં આખો ડાયરો પડી ગયો અને ઈ કોણ છે ઇ જાણવાને અધીરો થઇ ગીયો તેથી ભીમસીંહને ગાંસડી છોડી નાખવાનું બધાએ કહ્યું.

ડાયરાના કહેવા મુજબ ગાંસડી છોડી નાખતાં જ દરબાર

અરેરાટી પાડી બોલી ઉઠયા "ભીમસીંહ! આ શું? તારા કાકાને તેં જ ગુડી નાખ્યો?

"દાદા! તમને દીકરો વધારે છે કે ગામની વઉ દીકરીઓની આબરૂ? અને એક "રજપુતનો બચ્ચો શરણાગતનું રક્ષણ કરતાં કે અસ્રીનું શીયળ બચાવતાં બાપ કે કાકાને જોતો હશે? મેં મારી રજપુતના બચ્ચાની ફરજ બજાવી છે. ફરજ બજાવતાં બાપ કે કાકો આડો આવે તો એને પણ રેંસી નાખવો એ જ રજપુતના બચ્ચાની રાજપુતાઇ નથી?

ભીમસીંહનાં આવા સાચા વેણ અને ઉમદા કામથી ડાયરાએ એની વાહવાહ બોલાવી ને ધન્ય છે તારી જનેતાને ને રંગ છે રજપુત બચ્ચાને એમ કહી ભીમસીંહના પરાક્રમની વાતોને હીલોળે ચડી, ડાયરો વીખરાઈ ગયો.